પ્રાથમિક શાળાઓના છઠ્ઠા ધોરણને માટે તૈયાર કરેલ

ક્રમિક

# નામું

## ભાગ પહેલો

[ સાદો રોજમેળ અને ખાતાવહી ]

લેખક અને પ્રકાશક

**રતનશી પુરુષોત્તમ અનડા**

હેડમાસ્તર મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ

બોરસદ

આવૃત્તિ પહેલી ] ૧૯૩૦ [ પ્રત ૩૦૦૦



ત્રણ આના

## પ્રસ્તાવના

પ્રાથમિક શાળાના ગણિતવિષયને ક્રમિક ને સરલ કરવા માટે ધ્યાન ખેંચાયું ત્યારથી એટલે લગભગ ૧૦ વરસથી એ વિષય બાળકોને માટે સરલ, સંગીન ને રસિક કરવાનો પ્રયત્ન આદર્યો છે; અને જણાવતાં બહુ આનંદ થાય છે, કે નામદાર સરકારે તેમજ બાળ-

નામાના વિષય માટે ઉપયોગી થઈ પડશે.

બોરસદ, તા. ૯–૨–૩૦ ર. પુ. અનડા

## અનુક્રમણિકા

# નામું

## [ ઘરનો હિસાબ ]

ઘરમાં જે કાંઈ લેવડદેવડ થાય તેનો હિસાબ માંડવો તે ઘરનું નામું કહેવાય. દરેક માણસને નામું લખવાની આવશ્યકતા છે; કેમકે તેથી સમજાય છે, કે આપણા પૈસા આપણે શેમાં વાપર્યા ? કેટલા વાપર્યા ? ક્યારે વાપર્યા ? ક્યાં વાપર્યા ? કોને આપ્યા ? કેટલા પોતા પાસે છે ? ખર્ચ કેટલો થાય છે ? ઉપજ શી છે ? આ અને બીજા અનેક લાભ નામું લખવાથી થાય છે. જે માણસો નામું લખતાં નથી તે જાણી શકતાં નથી, કે પોતાને ખર્ચ કેટલો છે ને ઉપજ કેટલી છે ? પરિણામે તે દેવામાં ઘસડાય છે ને પાયમાલ થઈ જાય છે. આપણું એવું ન બને માટે આપણે આપણા ઘરનું નામું માંડવું જોઈએ, એટલું જ નહિ; પરંતુ તરત જ માંડવું જોઈએ, કેમકે સંભારીને માંડીએ, તો વખતે ભુલી પણ જવાય.

હવે પ્રશ્ન એ થાય છે, કે નામું શેમાં માંડવું ? કોઈ કોઈ તો ડાયરીબૂકમાં કે નોટબૂકમાં નામું માંડે છે, પણ તે સારી રીત નથી. નામું એક બાંધેલી ચોપડીમાં લખવું જોઈએ. એવી ચોપડીઓ તૈયાર મળે છે તે લાવવી અથવા સળ પાડીને બનાવવી જોઈએ.* સળથી રકમો બરાબર ઉપરનીચે આવે છે અને લખાણ સીધું થાય છે.

હવે નામું શી રીતે લખાય છે, તે જોઈએ. પગથીએ પગથીએ સર્વ હકીકત આ પુસ્તકમાં આપી છે. તે જોવાથી નામું લખવાની કળા સમજાઈ જશે.

---

* જો જાતે સળ પાડીને બાંધવી હોય તો એક કાગળના ઉભા બે ભાગ કરવા. પછી તે દરેક ભાગને લંબાઈની દિશામાં ત્રણ વાર ઉપરાઉપરી બેવડ વાળવો. પછી ઉકેલવો એટલે ૮ સળ દેખાશે. એમ જેટલા કાગળની ચોપડી બાંધવી હોય તેટલાનું કરવું. પછી પૂઠું મૂકી દોરાથી સીવી લેવી.

# પ્રકરણ પહેલું—રોકડી રકમો
# રોજમેળ

## પગથીઉં પહેલું—( નાણાંની આપલે )

ધારો, કે આજે નીચે પ્રમાણે લેવડદેવડ થઈ છે.

( ૧ ) ૫૧૫ રૂ. રમણિકલાલ રતનશી અનડાના આવ્યા.
( ૨ ) ૧૧૦ રૂ. સોની શંભુ કેશવને આપ્યા.
( ૩ ) ૫ રૂ. શા. નથુ લાલજીને ત્યાંથી આવ્યા.
( ૪ ) ૪૦૦ રૂ. પોસ્ટલ સેવિંગ્સ બેંકમાં આપણે નામે જમે મૂકયા.
( ૫ ) ૫ રૂ. કમળાબેન શવજીને ત્યાંથી આવ્યા.

ઉપરની રકમોનો રોજમેળ નીચે પ્રમાણે લખાય.

રો. પા. ૧

સંવત ૧૯૮૪ ના કારતક સુદ ૨ ગુરુવાર, તા. ૨૭-૧૦-૨૭

| જ | ઉ |
| --- | --- |
| ૦)ાા **સિલક રોજ ગુદસ્તની** | ૧૧૦) **સોની શંભુ કેશવને ખાતે ઉધાર** |
| ૫૧૫) **રમણિકલાલ રતનશી અ-નડાને ખાતે જમા** | ૧૧૦) તમોને આપ્યા તે. ખા. પા. ૧ |
| ૫૧૫) તમારે ત્યાથી આવ્યા તે. ખા. પા. ૧ | ૪૦૦) **પોસ્ટલ સેવિંગ્સ બેંક ખાતે ઉધાર** |
| ૫) **શા. નથુ લાલજીને ખાતે જમા** | ૪૦૦) આપણા ખાતામાં જમે મૂકયા તે. ખા. પા. ૧ |
| ૫) તમારે ત્યાંથી આવ્યા તે. ખા. પા. ૧ | ૫૧૦) |
| ૫) **કમળા બેન શવજીને ખાતે જમા** | ૧૫) **સિલક રોજ આવતા સારૂ** |
| ૫) તમારે ત્યાંથી આવ્યા તે. ખા. પા. ૧ | |
| ૫૨૫) | ૫૨૫) |

ઉપરનો હિસાબ તપાસતાં નીચેના નિયમો નીકળશે.

**નિયમો**

(૧) આમાં રોજનો હિસાબ લખાય છે, માટે તે **રોજમેળ** કહેવાય છે, તેથી મથાળે રો. પા. ૧ ( રોજમેળ પાનું ૧ ) એમ લખ્યું છે.

(૨) મથાળે દેશી તિથિ અને વાર સાથે અંગ્રેજી તારીખ લખાય.

(૩) પછી ડાબી તરફથી જ. કરીને અર્ધે સુધી લીટી દોરાય અને પછી ઉ. કરીને બાકીના અર્ધમાં લીટી કરાય. ( જ. તે જમાનું અને ઉ. તે ઉધારનું ટુંકું રૂપ છે. )

(૪) ત્યારબાદ ગઈ કાલની સિલકનો* આંકડો જમા તરફ લખીને 'સિલક રોજ ગુદસ્તની' એમ કરાય. સિલક ન હોય તો શુકનની ખાતર મીંડું નહિ મૂકતાં ૦)૧। આમ સવા દોકડો મુકાય, પણ તે સરવાળામાં ન લેવાય.

(૫) બંને બાજુનો પહેલો સળ રકમો માટે ને બાકીના સળ વિગત માટે વપરાય. પેટામાં બીજો સળ રકમના આંકડા માટે વપરાય.

(૬) આમાં રૂપીઆનો જ હિસાબ હોવાથી મથાળે નામ ન લખાય.

(૭) જેને આપવામાં આવે તેને ખાતે ઉધાર થાય અને જેના તરફથી આવે તેને ખાતે જમા થાય.

(૮) દરેક રકમના પેટામાં વિગત લખાય અને વિગત પુરી થયેથી 'ખા. પા.' ( ખાતાવહી પાનું ) એમ કરાય. સિલકની રકમોમાં ખા. પા. ન કરાય.

(૯) હકીકતમાં જાણે વાત કરતાં હોઇએ તેમ લખાય.

(૧૦) બધી રકમો નોંધાઈ ગયા પછી દરેક બાજુએ સરવાળો નોંધાય, અને પછી જમાના સરવાળામાંથી ઉધારનો સરવાળો બાદ કરી બાદબાકીનો આંકડો ઉધાર તરફ 'સિલક રોજ આવતા સારૂ' એમ કરીને નોંધાય. તે પછી ઉધારમાં ફરીને સરવાળો મુકાય, ત્યારે રોજમેળ બંધ કર્યો કહેવાય.

---

* જે રોકડ રકમ પોતા પાસે હોય તે **સિલક** કહેવાય. નોટો પણ રોકડનાણું ગણાય છે.

## મનોયત્ન ૧*

નીચેની રકમો પરથી આજની તિથિનો રોજમેળ લખો.
(૧) ૩૫૦ રૂ. છોટાલાલ રતનશીના આવ્યા. (૨) ૫૧ રૂ. ભટ્ટ મૂળશંકર જેશંકરને આપ્યા. (૩) ૪ રૂ. મણીબેન રામજી સાલ્લો લેવા લઈ ગયાં. (૪) ૮ રૂ. શેઠ કેશવજી પ્રેમજી પાસેથી આવ્યા. (૫) ૨૫૦ રૂ. પોસ્ટલ સેવિંગ્સ બેંકમાં મૂક્યા.

---

## ખાતાવહી

ત્રીજે પૃષ્ઠે તમે રોજમેળનો નમુનો જોયો. તેમાં જે કંઈ આપલે થાય તે વિગતવાર નોંધાય છે. જેવી રીતે માણસને રોજમેળની આવસ્યક્તા છે તેવી જ રીતે એક બીજા ચોપડાની પણ આવસ્યક્તા છે. એ ચોપડામાં માત્ર ખાતાં જ આવે છે, તેથી તેને **ખાતાવહી** (ખાતાની ચોપડી) કહે છે. તેમાં કેવી રીતે લખેલું હોય છે, તે નીચેના નમુનાથી સમજાશે.

**ખા॰ પા॰ ૧**

**સોની શંભુ કેશવનું ખાતું. સંવત ૧૯૮૪**

| જ | ઉ |
|---|---|
| | ૧૧૦) રો. પા. ૧, કારતક સુદ ૨ |

**રમણિકલાલ રતનશી અનડાનું ખાતું, સંવત ૧૯૮૪**

| જ | ઉ |
|---|---|
| ૫૧૫) રો. પા. ૧, કારતક સુદ ૨ | |

---

* છોકરાં પાસે નામાની ચોપડી બંધાવવી અને તેમાં આ મનોયત્નોનો રોજમેળ લખાવવો અને તે પરથી ખાતાવહી તૈયાર કરાવવી.

ઉપરના નમુનાનું અવલોકન કરતાં નીચેના નિયમો મળે છે.

## નિયમો

(૧૧) 'ખાતાવહી પાનું ૧' એમ લાંબું લખવાને બદલે ટુંકામાં ખા. પા. ૧ લખાય.

(૧૨) ખાતાવહીમાં માત્ર ખાતાં જ લખાય.

(૧૩) દરેક ખાતાને મથાળે જે બાબતનું ખાતું હોય તેનું નામ લખી 'નું ખાતું' એમ લખીને સાલ લખાય.

(૧૪) બે ખાતાંઓની વચ્ચે જગા રાખવી જોઇએ.

(૧૫) ખાતામાં જમાઉધાર કરી રકમો લખાય.

(૧૬) આમાં જે રકમો નોંધાય છે તે રોજમેળમાંથી લઇને નોંધાય છે, એટલે રોજમેળમાં જમા હોય તો ખાતાવહીમાં જમા, ને ઉધાર હોય તો ખાતાવહીમાં ઉધાર કરાય.

(૧૭) રકમનો આંકડો લખ્યા પછી જે રોજમેળ પાનેથી એ રકમ લીધી હોય તે પાનું અને માસ સાથે તિથિ નોંધાય.

(૧૮) આ ચોપડીમાં વિગત નોંધાતી નથી. વિગત રોજમેળમાંથી મળે.

(૧૯) જ્યારે રોજમેળની રકમ ખાતાવહીમાં નોંધાય (ખતવાય) ત્યારે રોજમેળમાં તે રકમ નીચે ખા. પા. કર્યું હોય ત્યાં, ખાતાવહીમાં જે પાને નોંધાઈ હોય તે આંકડો લખાય. (રોજમેળમાં જોશો તો જણાશે, કે તેમાં એ બેઉ ખાતાં નીચે ખા. પા. ૧ કરેલું છે; કેમકે એ રકમો ખા. પા. ૧ માં નોંધાઈ છે.)

**ટીપ**—બે ખાતાં વચ્ચે જગા રાખવાનું કારણ એવું છે, કે હવે પછી રોજમેળમાં એ ખાતે કોઈ રકમ આવે, તો તે આ ખાતાંમાં જ લખવી પડે.

---

## મનોયત્ન

મનોયત્ન ૧ ઉપરથી તૈયાર કરેલા રોજમેળની ખાતાવહી બનાવો.

---

**પગથીઉં બીજું—( ઉપજ અને સામાન્ય ખર્ચ )**

ધારો, કે આજે નીચે પ્રમાણે આવકજાવક થઈ છે.

( ૧ ) ૧ રૂ. નો ગોળ શેર ૬ાા અને ૬ રૂ. ની બાજરી મણ ૨) લીધી.

( ૨ ) ભાઈ રમણિકની અકટોબર માસની ફીના રૂ. ૨ા ભર્યા તથા ૦ા રૂ. ની ગણિત માટે નોટ લીધી.

( ૩ ) આસો માસના પગારના રૂ. ૪૫) આવ્યા.

( ૪ ) ઘરનાં માણસોએ કુમારગણિતના કાગળો વાળ્યા, તેના ૫ રૂ. મળ્યા.

ઉપરની રકમોનો રોજમેળ નીચે પ્રમાણે લખાય.

**રો. પા. ૨**

સંવત ૧૯૮૪ ના કારતક સુદ ૩ શુક્રવાર, તા. ૨૮–૧૦–૨૭

**જ**

૧૫) **સિલક રોજ ગુદસ્તની***

૪૫) **શ્રી ઉપજખાતે જમા**

૪૫) આસો માસના પગારના આવ્યા તે.

ખા. પા. ૨

૫) **શ્રી પરચુરણ ઉપજ ખાતે જમા**

૫) ઘરનાં માણસોએ કુમાર ગણિતના કાગળો વાળ્યા તેના મળ્યા તે.

ખા. પા. ૨

૬૫)

**ઉ**

૭) **શ્રી ખોરાકી ખર્ચ ખાતે ઉધાર**

૧) ગોળ શેર ૬ાા

૬) બાજરી મણ ૨

૭)

ખા. પા. ૩

૨ાા **શ્રી બાળ કેળવણી ખર્ચ ખાતે ઉધાર**

૨ા ચિ. રમણિકની અકટોબર માસની ફી આપી.

૦ા ગણિતની નોટ લીધી.

૨ાા

ખા. પા. ૩

૯ાા

૫૫ાા **સિલક રોજ આવતા સારૂ**

૬૫)

* રોજની સિલક પાછલા નમુનામાંથી લેવી.

## નિયમો

(૨૦) ઘરમાં ખાવા માટે આણેલી ચીજોના પૈસા શ્રી ખોરાકીખર્ચ ખાતે ઉધારાય.

(૨૧) છોકરાંને ભણાવવા માટે થતો ફી, ચોપડી, વગેરેનો ખર્ચ શ્રી બાળકેળવણીખર્ચ ખાતે લખાય.

(૨૨) પોતાનો કે કુટુંબનાં માણસોનો પગાર કે બીજી જે મુખ્ય પેદાશ આવે તે શ્રી ઉપજખાતે જમા થાય, પણ ઘરનાં માણસો નવરાશના વખતમાં કંઈ બીજું કામ કરે તે બદલ જે આવે તે શ્રી પરચુરણ ઉપજ ખાતે જમા થાય.

(૨૩) એક જ ખાતે બે કે વધારે રકમો હોય ત્યારે તે બધી એક જ ખાતાના પેટામાં નોંધાય ને તેનો સરવાળો મુખ્ય ખાતે ચડે. આવે વખતે બીજો સળ માત્ર રકમો માટે જ રહે.

---

## મનોયત્ન ૨

નીચેની રકમો પરથી આજની તિથિનો રોજમેળ લખો.* અને તે પરથી ખાતાવહી તૈયાર કરો.

( ૧ ) ભાઈ ચંદુને માટે ૫ રૂપીઆની ચોપડીઓ લીધી.×

( ૨ ) ચિ. છોટુને રૂ. ૦॥ ફીનો આપ્યો.×

( ૩ ) ખીચડી માટે રૂ. ૨) ના ચોખા મણ ૦॥ તથા રૂ. ૨। ના મગ મણ ૦॥। લીધા.

( ૪ ) ગયા માસના પગારના રૂ. ૪૫) આવ્યા.

( ૫ ) ચિ. રમણિકને માટે ૨ રૂપીઆનું ગોખલે ગણિત લીધું.×

( ૬ ) ઘરનાં માણસોએ સરલ બાળપોથી સીવી તેના રૂ. ૧૦) મળ્યા.

---

* સિલકની રકમ પાછલા મનોયત્ન પરથી લેવી.

× આ ત્રણે રકમો કેળવણીખર્ચની હોવાથી એક જ પેટામાં આવે.

## પગથીઉં ત્રીજું-(ઉપજ અને સામાન્ય ખર્ચ.)

ધારો,કે આજે નીચે પ્રમાણે આવકજાવક થઈ છે.

(૧) ૪ રૂપીઆની ખુરસી લીધી.

(૨) ૨ રૂપીઆની પિત્તળની થાળી નંગ ૫ લીધી.

(૩) આપણું કાશીપરાનું ઘર ભાડે આપેલું તેના ગયા માસના ભાડાના રૂ. ૫) આવ્યા.

(૪) આપણા જાકલી પરના ખેતરનું ગયા વરસનું ગણોત રૂ. ૯૦) આવ્યું.

(૫) ૨ રૂ. અનાથાશ્રમના ખરડામાં ભર્યા.

ઉપરની રકમોનો રોજમેળ નીચે પ્રમાણે લખાય.

### રો. પા. ૩

સંવત ૧૯૮૪ ના કારતક સુદ ૪ શનિવાર, તા. ૨૯-૧૦-૨૭

| જ | ઉ |
| --- | --- |
| ૫૫।। સિલક રોજ ગુદસ્તની | ૬) **શ્રીસરસામાનખર્ચ ખાતે ઉધાર** |
| ૯૫) **શ્રીસ્થાવર મિલ્કત ઉપજ ખાતે જમા** | ૪) ખુરસી ૧ લીધી. |
| ૫) કાશીપરામાંના આપણા ઘરના આસો માસના ભાડાના આવ્યા. | ૨) પિત્તળની થાળી ૫ લીધી. |
| ૯૦) જાકલીપરના આપણા ખેતરનું ગયા વરસનું ગણોત આવ્યું. | ૬) ખા. પા. ૪ |
| ૯૫) ખા. પા. ૨ | ૨) **શ્રીધર્માદા ખર્ચ ખાતે ઉધાર** |
| | ૨) અનાથાશ્રમના ખરડામાં ભર્યા. ખા. પા. ૪ |
| | ૮) |
| | ૧૪૨।। **સિલક રોજ આવતા સારૂ** |
| ૧૫૦।। | ૧૫૦।। |

## નિયમો

(૨૪) ઘરમાં વાપરવાનો સમાન ( ખાટલા, ગોદડાં, ઠામવાસણ, પાટલા, પેટી, કબાટ, વગેરે ) લાવીએ તેના પૈસા શ્રીસરસામાન ખર્ચ ખાતે નોંધાય.

(૨૫) મકાન, ખેતર, આંબા, વગેરે સ્થાવરમિલ્કત* કહેવાય, એટલે મકાનનું ભાડું, ખેતરનું ગણોત, આંબાની ઉધડ, વગેરે જે કંઇ પેદાશ આવે તે શ્રીસ્થાવરમિલ્કત ઉપજ ખાતે જમા થાય.

(૨૬) ધર્મને અર્થે જે કાંઈ આપવામાં આવે તે શ્રીધર્માદાખર્ચ ખાતે નોંધાય.

---

## મનોયત્ન ૩

નીચેની રકમો પરથી આજની તિથિનો રોજમેળ લખો અને તે ઉપરથી ખાતાવહી કરો.

( ૧ ) આપણા બ્રાહ્મણવાડાના ઘરનું ગયા માસનું ભાડું રૂ. ૭) આવ્યું.
( ૨ ) વાસણો મૂકવા માટે લાકડાનો ઘોડો રૂ. ૫) નો કરાવ્યો.
( ૩ ) આપણા ખેતરના ગણોતના રૂ. ૪૨) ખેડુત રાજા કેશવ પાસેથી આવ્યા.
( ૪ ) રૂ. ૧॥ નો પાણી પીવાનો લોટો પ્યાલા સાથે લીધો.
( ૫ ) રૂ. ૦॥ મંદિરમાં મૂક્યો.
( ૬ ) બે પૈસા આંધળાને આપ્યા.
( ૭ ) ઇંડિયા બેંકમાં આપણે નામે રૂ. ૧૦૦) જમે કરાવ્યા.
( ૮ ) પાડોશીના છોકરાનાં પહેરણ સીવી આપ્યાં તેનો રૂ. ૦॥ મળ્યો.
( ૯ ) ઘરમાં ખાવા માટે ૨ રૂપીઆનું ઘી આણ્યું.
(૧૦) ઘરનાં માણસોએ પાડોશીના છોકરાની ટોપી ભરી આપી તેની મહેનતના ૨ રૂપીઆ મળ્યા.

---

* જે મિલ્કત એક જગાએથી બીજી જગાએ ફેરવી શકાય નહિ તે મિલ્કત, સ્થાવર મિલ્કત કહેવાય. જેવી કે ઘર, ખેતર, ઝાડો, કારખાનાં, રેલ્વે, વગેરે.

**પગથીઉં ચોથું-(કાપડ, પરચુરણખર્ચ તથા બીજાનીવતી આપલે.)**

( ૧ ) ઘર સારૂ રૂ. ૨॥ નો ઓછાડ જોટો ૧ તથા રૂ. ૧। ના રૂમાલ ડઝન ०॥ લીધા. ( ૨ ) બે આનાનો સાબુ ને ચાર આનાની ચીમની લીધી. ( ૩ ) ૧૦૦ રૂ. પોસ્ટલ સેવિંગ્સ બેંકમાંથી ઉપાડયા. ( ૪ ) સોની શંભુ કેશવે મ. ઓ. થી રૂ. ૧૧૦) મોકલાવ્યા. ( ૫ ) કમળાબેન શવજીએ આપણને મગન ખીમા પાસેથી રૂ. ૫) અપાવ્યા. ( ૬ ) કણિયા દોલત કેશવે આપણી પાસેથી રૂ. ૨) મથુર કેશવજીને અપાવ્યા. ( ૭ ) રજામાં વડોદરા જોવા ગયાં તેનો ખર્ચ રૂ. ૧૭) થયો.

## રો. પા. ૪

સંવત ૧૯૮૪ ના કારતક સુદ ૧૧ શનિવાર, તા. ૫-૧૧-૨૭

**જ**

૧૪૨॥ **સિલક રોજ ગુદસ્તની**

૧૦૦) **પોસ્ટલ સેવિંગ્સબેંક ખા. જ.**
૧૦૦) આજરોજ ઉપાડયા તે.
ખા. પા. ૧

૧૧૦) **સોની શંભુ કેશવને ખા. જ.**
૧૧૦) મ. ઓ. થી આવ્યા તે.
ખા. પા. ૧

૫) **કમળા શવજીને ખાતે જ.**
૫) તમે મગન ખીમા પાસેથી અપાવ્યા તે.
ખા. પા. ૧

૩૫૭॥

**ઉ**

૩॥॥ **શ્રીકાપડ ખર્ચ ખાતે ઉધાર**
૨॥ ઓછાડ જોટો ૧ લીધો.
૧। રૂમાલ ડઝન ०॥ લીધા.
૩॥॥ ખા. પા. ૪

૧૭।= **શ્રીપરચુરણ ખર્ચ ખા. ઉ.**
०)= સાબુ લીધો.
०। ચીમની લીધી.
૧૭) વડોદરા જોવા જતાં થએલો ખર્ચ
૧૭।= ખા. પા. ૩

૨) **કણિયા દોલત કેશવને ખા. ઉ.**
૨) તમે અમારી પાસેથી મથુર કેશવને અપાવ્યા તે.
ખા. પા. ૬

૨૩)=

૩૩૪।= **સિલક રોજ આવતા સારૂ**

૩૫૭॥

### નિયમો

(૨૭) કાપડ લાવવામાં આવે તેનો ખર્ચ, શ્રીકાપડ ખર્ચ ખાતે નોંધાય.

(૨૮) સાબુ, ચીમની, કાડી, ગ્યાસતેલ, ધોબી, હજામ, વગેરે પરચુરણ બાબતનો ખર્ચ, શ્રી પરચુરણ ખર્ચ ખાતે નોંધાય. મુસાફરીનો ખર્ચ પણ આ બાબતમાં નંખાય.

(૨૯) જ્યારે કોઈ માણસ આપણને બીજા માણસ પાસેથી પૈસા અપાવે ત્યારે જે માણસ અપાવે તે માણસને ખાતે જમા થાય. અને પેટામાં લખાય, કે તમે ફલાણા પાસેથી અપાવ્યા તે.

(૩૦) જ્યારે આપણી પાસેથી કોઈ માણસ, બીજા કોઈ માણસને પૈસા અપાવે ત્યારે જે માણસ અપાવે તે માણસને ખાતે ઉધાર થાય અને પેટામાં લખાય, કે તમે અમારી પાસેથી ફલાણાને અપાવ્યા તે.

---

### મનોયત્ન ૪

નીચેની રકમો પરથી આજની તિથિનો રોજમેળ તૈયાર કરો, અને તે પરથી ખાતાવહી બનાવો.

( ૧ ) ઘર સારૂ મલમલ વાર ૭ દર રૂ. ૦।≈ લેખે અને ખાદી વાર ૫ દર રૂ. ૦। લેખે લાવ્યા. ( ૨ ) રૂ. ૩।। નો ગ્યાસતેલનો ડબો લીધો. ( ૩ ) ત્રણ આનાનો સાબુ લીધો. ( ૪ ) મણિબેન રામજીએ રૂ. ૪) આપણને સંતોક રવજી પાસેથી અપાવ્યા. ( ૫ ) આપણે ત્રવાડી છગનલાલ અંબાલાલના કહેવાથી તેની વતી રૂ. ૫) કેશવજી પ્રેમજીને આપ્યા. ( ૬ ) ભટ્ટ મૂળશંકર જેશંકરે રૂ. ૧) છગન જીવા પાસેથી અપાવ્યો. (૭) ડાકોર જોવા કુટુંબ સહિત જતાં રૂ. ૪।।≈।। ખર્ચ થયો. ( ૮ ) આપણે દવે બાપાલાલ શંકરલાલના કહેવાથી તેની વતી શા. સોમચંદ રવજીને રૂ. ૬) આપ્યા. ( ૯ ) કંસારા ચતુર પ્રેમજીએ આપણને રૂ. ૮) શા. વાડીલાલ પ્રેમચંદ પાસેથી અપાવ્યા. ( ૧૦ ) ૨ રૂપીઆનો ધોતીજોટો એક ચિ. છોટુ માટે આણ્યો.

---

**પગથીઉં પાંચમું—(વીમો, પુસ્તકાલય, વટાવ, વગેરે.)**

(૧) રૂ. ૧૦।≈ પોતાના વીમાના ત્રિમાસિક પ્રિમિઅમના ભર્યા.

(૨) કુમાર માસિકના લવાજમના રૂ. ૬॥ ભર્યા. તેમજ રૂ. ૨॥ ની નૂરજહાંન—જહાંગીર નામની ચોપડી મંગાવી.

(૩) આપણા ઘરને માટે રૂ. ૪ ની ખુરસી બજારમાંથી આણી તે પાડોશી સવિતા નારાયણને ગમતાં તેમને રૂ. ૫) માં આપી દીધી.

(૪) આપણા શેઠ તરફથી દિવાળીની બોણીના રૂ. ૧૦) મળ્યા.

(૫) ખીસામાંથી બે આના રસ્તામાં પડી ગયા.

(૬) આપણે તૈયાર કરાવેલા રૂ. ૪) ના બૂટ સાંકડા પડવાથી તરત જ રૂ. ૨॥ માં રોકડે વેચી નાખ્યા.

**રો. પા. ૫**

સંવત ૧૯૮૪ ના કારતક વદ ૯ ગુરુવાર, તા. ૧૭–૧૧–૨૭

જ

૩૩૪।≈ **સિલક રોજ ગુદસ્તની**

૧) **શ્રીવટાવખાતે જમા**

૧) આપણા ઘર માટે બજારમાંથી ખુરસી એક રૂ. ૪ ની લાવેલ તે પાડોશી સવિતા નારાયણને ગમતાં તેને રૂ. ૫ માં આપી દીધી તેના વટાવ.

ખા. પા. ૨

૧૦) **શ્રી પરચુરણ ઉપજ ખા. જ.**

૧૦) શેઠ તરફથી દિવાળીની બોણીના મળ્યા.

ખા. પા. ૨

૩૪૫।≈

ઉ

૧૦।≈ **શ્રી વીમા ખર્ચ ખાતે ઉધાર**

૧૦।≈ આપણા વીમાના પ્રિમિઅમના ત્રિમાસિક હપ્તાના ભર્યા.

ખા. પા. ૪

૯) **શ્રીપુસ્તકાલય ખર્ચ ખા. ઉ.**

૬॥ કુમારમાસિકનું લવાજમ.
૨॥ જહાંગીરનુરજહાંન ચોપડી.

૯) ખા. પા. ૪

૧॥≈ **શ્રી વટાવખાતે ઉધાર**

૦)≈ ખીસામાંથી પડી ગયા.
૧॥ બૂટમાં ખોટ ગઈ.

૧॥≈ ખા. પા. ૨

૨૧)−

૩૨૪।− **સિલક રોજ આવતા સારૂ**

૩૪૫।≈

## નિયમો

**(૩૧)** પોતાની જિંદગીનો કે રહેવાના મકાનનો વીમો ઉતરાવ્યો હોય તેનું જે પ્રિમિઅમ ભરવું પડે તે શ્રીવીમાખર્ચ ખાતે ઉધાર થાય.×

**ટીપ**-આપણે ભાડે આપેલા મકાન કે દુકાનનો વીમો ઉતરાવ્યો હોય તો તેનું પ્રિમિઅમ શ્રીસ્થાવર મિલ્કત ઉપજ ખાતે ઉધાર થાય.

**(૩૨)** આપણા પુસ્તકાલય માટે જે કાંઇ માસિકો, પત્રો કે પુસ્તકો મંગાવીએ તેનો ખર્ચ શ્રીપુસ્તકાલય ખર્ચ ખાતે લખાય.

**(૩૩)** આપણે કંઈ ચીજ લાવીએ અને તેનો હિસાબ નોંધ્યો ન હોય તે પહેલાં કોઈ આપણી પાસેથી વધારે પૈસા આપીને ખરીદ કરી લે, તો એવે વખતે જે કાંઈ વધારે મળે તે શ્રીવટાવ ખાતે જમા થાય. એથી ઉલટું કંઈ ઓછું મળે, તો શ્રીવટાવ ખાતે ઉધાર થાય. (વટાવ = હાંસલ કે નફો)

(૩૪) ખીસામાંથી પડી જાય, તે પૈસા શ્રીવટાવ ખાતે ઉધાર થાય.

(૩૫) આપણને કંઈ બક્ષિસ મળે તે શ્રીપરચુરણ ઉપજ ખાતે જમા થાય. એથી ઉલટું આપણે કોઇને બક્ષિસ આપીએ તે શ્રીપરચુરણ ખર્ચ ખાતે ઉધાર થાય.

---

## મનોયત્ન ૫

(૧) આપણા જિંદગીના વીમાના ત્રિમાસિક પ્રિમિઅમના રૂ. ૧૨। અને આપણા બ્રાહ્મણવાડાના ઘરના વીમાના પ્રિમિઅમના રૂ. ૧૦) ગુજરાત ઓરિએન્ટલ વીમા કંપનીમાં ભર્યા. (૨) સરસ્વતીચંદ્ર ભાગ પહેલો રૂ. ૨। નો લીધો. (૩) આપણે માટે રાજેસ ચપ્પુ રૂ. ०।।। નું આણેલું તે પાડોશી સુંદરજીને ગમતાં રૂ. ૧) માં આપી દીધું. (૪) આપણા શેઠ તરફથી રૂ. ૫) બક્ષિસ મળી. (૫) પાકીટમાંથી ૮ આના પડી ગયા. (૬) પોસ્ટલ સેવિંગ્સ બેંકમાંથી રૂ. ૨००) ઉપાડયા.

---

× નુકસાન લાગે ત્યારે અમુક રકમ આપવાનો ઠરાવ તે **વીમો** કહેવાય. ને તે બદલ જે માસિક, ત્રિમાસિક, છમાસિક, કે વાર્ષિક ભરવું પડે તે પ્રિમિઅમ કહેવાય.

**પગથીઉં છઠ્ઠું–(લગ્નખર્ચ, ચાંલ્લો, વગેરે)**

(૧) આપણાં ચિ. બેન કાન્તાનાં લગ્નમાં નીચે પ્રમાણે ખર્ચ થયો.
૨૦ રૂ. નું કાપડ, ૧૦૦ રૂ. નો દાગીનો, ૧૭૫ રૂ. બીજો ખર્ચ.

(૨) નીચે પ્રમાણે ચાંલ્લો આવ્યો.
૫૦ રૂ. મિત્રો ને સગાંવહાલાં તરફથી, ૫૦ રૂ. કાન્તાના મોસાળ તરફથી, અને ૨૫ રૂ. આપણા શિષ્ય નૌતમલાલ તરફથી.

(૩) આપણા મિત્ર ડાહ્યાભાઇના દીકરા મણિલાલનાં લગ્ન હોવાથી રૂ. ૫) ચાંલ્લાના મોકલ્યા.

(૪) બેન મુક્તાના દીકરાને જનોઈ હોવાથી રૂ. ૨૫) ચાંલ્લાના મોકલ્યા.

**રો. પા. ૬**

સંવત ૧૯૮૪ ના માગશર સુદ ૨ શનિવાર, તા. ૨૬–૧૧–૨૭

**જ**

૩૨૪I– **સિલક રોજ ગુદસ્તની**

૫૦) **શ્રી ચાંલ્લા ખાતે જમા**
૫૦) બેન કાન્તાનાં લગ્ન પ્રસંગે મિત્રો ને સગાં તરફથી ચાંલ્લાના આવ્યા.
ખા. પા. ૫

૭૫) **બેનકાન્તાના લગ્નખર્ચ ખા. જ.**
૫૦) મોસાળ તરફથી ચાંલ્લો
૨૫) આપણા શિષ્ય નૌતમલાલ તરફથી ચાંલ્લો
૭૫) ખા. પા. ૪

૪૪૯I–

**ઉ**

૨૯૫) **બેનકાન્તાના લગ્ન ખર્ચ ખા. ઉ.**
૨૦) કાપડ
૧૦૦) દાગીનો
૧૭૫) બીજો ખર્ચ
૨૯૫) ખા. પા. ૪

૫) **શ્રી ચાંલ્લા ખાતે ઉધાર**
૫) ભાઈ ડાહ્યાભાઈ તુળસીદાસના દીકરા મણિલાલનાં લગ્ન પર ચાંલ્લાના મોકલ્યા.
ખા. પા. ૫

૨૫) **શ્રીપરચુરણ ખર્ચ ખાતે ઉ.**
૨૫) બેન મુક્તાના દીકરાને જનોઈ પર ચાંલ્લાના મોકલ્યા.
ખા. પા. ૩

૩૨૫)

૧૨૪I– **સિલક રોજ આવતા સારૂ**

૪૪૯I–

## નિયમો

(૩૬) લગ્ન પ્રસંગે સગાં કે મિત્રો તરફથી વધાવો આવે તે શ્રીચાંલ્લા ખાતે જમા થાય× પણ એ વધાવા પૈકીનો જેટલો ભાગ કોઈ દિવસ પાછો વાળવાનો ન હોય તે શ્રીલગ્નખર્ચ ખાતે જમા થાય. જેમકે છોકરીને માબાપ તરફથી કે ગુરુને શિષ્ય તરફથી વધાવો મળે છે તે.

(૩૭) આપણે કોઇને વધાવો મોકલીએ તે શ્રીચાંલ્લા ખાતે ઉધારાય; પણ જ્યારે એ વધાવો પાછો લેવાનો ન હોય ત્યારે શ્રીપરચુરણ ખર્ચ ખાતે ઉધારાય. જેમકે ગુરુને ત્યાં, બેનને ત્યાં, કે દીકરીને ત્યાં વધાવો મોકલીએ તે.

(૩૮) લગ્ન પ્રસંગે જે ખર્ચ થાય તે શ્રીલગ્નખર્ચ ખાતે ઉધારાય.

---

## મનોયત્ન ૬

( ૧ ) ચિ. ભાઈ મગનનાં લગ્નમાં નીચે પ્રમાણે ખર્ચ થયો.
૩ રૂ. કંકોતરીની છપામણી, ૨ રૂ. પોસ્ટેજ, ૧૦ રૂ. વાજંત્રવાળાને, ૧૦૦ રૂ. કાપડ, ૧૦ રૂ.નાં શ્રીફળ, ૭૫ રૂ. પરચુરણ, અનાજ, વગેરે.

( ૨ ) નીચે પ્રમાણે ચાંલ્લો આવ્યો.
૬૦ રૂ. મગનના મોસાળ તરફથી, ૪૦ રૂ. મિત્રો ને સગાં તરફથી.

( ૩ ) આપણા સ્નેહી કંચનલાલના દીકરાનાં લગ્ન હોવાથી રૂ. ૨) ચાંલ્લાના મોકલ્યા.

( ૪ ) ગુરુજી ઓધવદાસની દીકરીનાં લગ્ન પર રૂ. ૫) ચાંલ્લાના મોકલ્યા.

( ૫ ) ઘરમાં ખાવા રૂ. ૦ાાા=ની કેરી આણી. રૂ. ૦ા= ધોબીને આપ્યા.

---

× લગ્નપ્રસંગે ભેટ આપવાનો રિવાજ છે. એવી ભેટ જેણે આપી હોય તેમને ત્યાં ટાણું આવે ત્યારે પાછી વાળવી જોઇએ, તેથી લોકો ચાંલ્લાખાતું રાખે છે. ( ચાંલ્લો-શુભ પ્રસંગનો ભેટ )

## પગથીઉં ૭ મું-(દાગીનો ને બીજું)

(૧) પોતાને માટે સોનાની વીંટી ગદિ. ૧ા ની રૂ. ૧૫) માં તૈયાર લીધી. (૨) બેન મધુના દીકરા માટે હાથની પોંચી કરાવી, તેમાં રૂ. ૧૦ા નું સોનું લીધું ને રૂ. ૧ા સોનીને ઘડાઇનો આપ્યો. (૩) આપણા મિત્ર પાનાચંદભાઇની દીકરીને લગ્નમાં ભેટ આપવા રૂ. ૧૨ા ની તૈયાર વીંટી લીધી. (૪) જુનાં વર્તમાનપત્રો રૂ. ૧ા માં વેચી દીધાં. (૫) ઘરમાંની એક ચાદર રૂ. ૧ા થી પાડોશી સવિતાગૌરીને વેચાતી આપી. (૬) ગ્યાસતેલનો ખાલી ડબો ૭ આને વેચ્યો.

રો. પા. ૭

સંવત ૧૯૮૪ના માગશર સુદ ૫ મંગળવાર, તા. ૨૯-૧૧-૨૭

| જ | ઉ |
|---|---|
| ૧૨૪ા- સિલક રોજ ગુદસ્તની | ૧૫) શ્રીદાગીના ખર્ચ ખાતે ઉધાર |
| ૧ા શ્રી પુસ્તકાલય ખર્ચ ખા. જ. | ૧૫) પોતા માટે સોનાની તૈયાર |
| ૧ા જુનાં વર્તમાનપત્રો વેચ્યાં. | વીંટી ગદિ. ૧ા ની લીધી. |
| ખા. પા. ૪ | ખા. પા. ૫ |
| ૧ા શ્રીકાપડ ખર્ચ ખાતે જમા | ૧૨) શ્રીપરચુરણ ખર્ચ ખા. ઉ. |
| ૧ા ઘરમાંની એક ચાદર પાડોશી સવિતા ગૌરીને વેચાતી આપી તેના આવ્યા. | બેન મધુના દીકરા માટે પોંચી કરાવી તેનો ખર્ચ નીચે પ્રમાણે. ૧૦ા સોનું લીધું. ૧ા સોનીને મજુરી આપી. |
| ખા. પા. ૪ | ૧૨) ખા. પા. ૩ |
| ૦ા= શ્રીપરચુરણ ખર્ચ ખાતે જમા | ૧૨ા શ્રીચાંલ્લા ખાતે ઉધાર |
| ૦ા= ગ્યાસતેલનો ખાલી ડબો વેચી દીધો તેના. | ૧૨ા આપણા મિત્ર પાનાચંદ ભાઈની દીકરીને લગ્નમાં ભેટ આપવા તૈયાર વીંટી લીધી તેના. |
| ખા. પા. ૩ | ખા. પા. ૫ |
| ૧૨૭ા= | ૩૯ા |
| | ૮૮)= સિલક રોજ આવતા સારૂ |
| | ૧૨૭ા= |

## નિયમો

(૩૯) ઘરને માટે દાગીનો કરાવીએ તેનો બધો ખર્ચ શ્રી દાગીના ખાતે ઉધાર થાય, અને એ દાગીનો કોઈ વાર વેચીએ ત્યારે શ્રી દાગીના ખાતે જમા થાય.

(૪૦) દીકરીને માટે કે તેનાં બાળકોને માટે કંઈ દાગીનો કરાવી આપીએ, તો તે શ્રી પરચુરણ ખર્ચ ખાતે લખાય.

(૪૧) મિત્રો કે સગાંવહાલાંને લગ્નપ્રસંગે ભેટ આપવા દાગીનો કરાવીએ, તો તે શ્રી ચાંલ્લા ખાતે નોંધાય.

(૪૨) ઘરમાંની કોઈ ચીજ વેચીએ, તો તેના આવેલા પૈસા, તે ચીજ, જે પ્રકારના ખર્ચમાં આવેલ હોય તે પ્રકારના ખર્ચ ખાતે જમા થાય.

---

## મનોયત્ન ૭

(૧) જુનાં વર્તમાનપત્રો રૂ. ૨। નાં વેચ્યાં.

(૨) આપણા ઘરમાંથી એક ખુરસી.પાડોશી મથુર કાળાને રૂ.૩)ની આપી.

(૩) આપણો જુનો અછોડો રૂ. ૧૦૦ ) નો વેચી નાખ્યો.

(૪) ઘર માટે મગમાળા કરાવી, તેમાં રૂ. ૨૦॥ ના ભાવનું સોનું તોલા ૫॥ વપરાયું, તેમ જ સોનીને રૂ. ૧૦) મજુરી આપી.

(૫) આપણી બેન મંગળાની દીકરીને રૂ. ૨। ના પગના છડા લઈ આપ્યા.

(૬) આપણા સ્નેહી મોહનભાઇને ત્યાં પુત્રનો જન્મ થતાં રૂ. ૫)નાં સાંકળાં લઇને મોકલ્યાં.

(૭) આપણી જુની વીંટી ચોકસી મફતલાલ છોટાલાલને રૂ. ૧૦)ની આપી દીધી.

(૮) ઘરમાં ખાવા સારૂ રૂ. ૫) નું ઘી શેર ૭॥,॥ રૂ. ૨) નું તેલ શેર ૮, અને રૂ. ૩) નો ગોળ મણ ०॥ લાવ્યા.

---

## પગથીઉં ૮ મું–(સ્થાવર મિલ્કત અને જાનવર)

(૧) રૂ. ૧૦૫) ની ભેંસ વેચાતી લીધી. (૨) ગામના પાદરમાંનો નિશાળ સામેનો આપણો આંબો રૂ. ૭૫) માં વેચ્યો. દલાલને ૧ રૂપીઓ આપ્યો. (૩) શાકબજારમાંની નરોતમ છગનની દુકાન રૂ. ૨૦૫) થી વેચાણ લીધી. દસ્તાવેજ કરાવતાં રૂ. ૧૦) ખર્ચ થયો. દલાલને રૂ. ૨) આપવા પડયા. (૪) આપણી ગાય રૂ. ૫૦) થી વેચી. (૫) પટેલ તેજા વાલાને રૂ. ૭૫), બે પૈસાની તેરીખે વ્યાજે આપ્યા. ટિકિટ ચોડાવી ખાતું પડાવ્યું. (૬) પોસ્ટલ સેવિંગ્સ બેંકમાંથી રૂ. ૩૦૦) ઉપાડયા.

### રો. પા. ૮

સંવત ૧૯૮૪ ના માગશર સુદ ૮ શુક્રવાર, તા. ૨–૧૨–૨૭

**જ**

૮૮)≡ સિલક રોજ ગુદસ્તની

૭૪) **શ્રીસ્થાવર મિલ્કત ખા. જ.**
ગામના પાદરમાંનો આપણો આંબો વેચ્યો તેના ઉપજ્યા.
૭૫) વેચાણના આવ્યા.
૧) દલાલને આપ્યો.
૭૪) ખા. પા. ૫

૫૦) **શ્રી જાનવર ખાતે જમા**
૫૦) આપણી ગાય વેચી.
ખા. પા. ૫

૩૦૦) **શ્રી પોસ્ટલ સેવિંગ્સ બેંક ખાતે જમા**
૩૦૦) ખાતામાંથી ઉપાડયા.
ખા. પા. ૧

૫૧૨)≡

**ઉ**

૧૦૫) **શ્રીજાનવર ખાતે ઉધાર**
૧૦૫) ભેંસ લીધી તેના.
ખા. પા. ૫

૨૧૭) **શ્રીસ્થાવર મિલ્કત ખાતે ઉ.**
શાક બજારમાંની નરોતમ છગનની દુકાન વેચાતી લીધી તેના ખર્ચના.
૨૦૫) માલિકને આપ્યા.
૧૦) દસ્તાવેજ ખર્ચ થયો.
૨) દલાલને આપ્યા.
૨૧૭) ખા. પા. ૫

૭૫) **પટેલ તેજા વાલાને ખા. ઉ.**
૭૫) તમને બે પૈસાની તેરીખે વ્યાજે ધીર્યા તે.
ખા. પા. ૬

૩૯૭)

૧૧૫)≡ **સિલક રોજ આવતા સારૂ**

૫૧૨)≡

## નિયમો

(૪૩) જાનવર ખરીદતાં જે કાંઈ બેસે તે શ્રી જાનવર ખાતે ઉધાર થાય અને વેચતાં જે કાંઈ ઉપજે તે શ્રી જાનવર ખાતે જમા થાય.

(૪૪) જે મિલ્કત એક જગાએથી બીજી જગાએ ફેરવી શકાતી નથી તેને માટે ખરચેલા પૈસા શ્રી સ્થાવર મિલ્કત ખાતે લખાય છે. એ વખતે ખરીદતાં જે કાંઈ ખર્ચ થાય, તે બધાનો સરવાળો તે ખાતે નોંધાય, પણ વેચતાં જે કાંઈ ખર્ચ થાય, તે ઉપજેલા પૈસામાંથી બાદ કરી બાકીની રકમ જમા થાય.

(૪૫) વીસ કે તેથી વધારે રૂપીઆ ધારવામાં આવે, તો જેને ધારાય તેનું ખાતું પાડી ટિકિટ ચોડાવી સહી કરાવવી પડે.

---

## મનોયત્ન ૮

(૧) રૂ. ૭૦) ની ગાય લીધી.
(૨) આપણું બ્રાહ્મણવાડાનું ઘર રૂ. ૩૯૫)માં વેચી નાખ્યું. દલાલને રૂ. ૫) આપવા પડયા.
(૩) બજારમાંની હરજી મકનની દુકાન રૂ. ૪૦૦) ની લીધી. દસ્તાવેજ કરાવતાં રૂ. ૧૨) ખર્ચ થયો. દલાલને રૂ. ૩) આપવા પડયા.
(૪) આપણો ઘોડો રૂ. ૨૫) નો વેચ્યો.
(૫) ઘર માટે રૂ. ૧।। નું તેલ અને બે આનાનું શાક આણ્યું.
(૬) ઘરમાં ખાવા સારૂ રૂ. ૩।। ની એક મણ તુવેરદાળ આણી.
(૭) બાપાજીને સુરત કવર લખ્યું.
(૮) વૈદને ત્યાં દવા લેવા જતાં રૂ. ૦।। ગાડીવાળાને આપ્યો.
(૯) ધોબીને કપડાં ધોવાનો રૂ. ૦।। આપ્યો.
(૧૦) બાજરી મણ ૬, રૂ. ૩) ને ભાવે લીધી.
(૧૧) ઇંડિયા બેંકના આપણા ખાતામાંથી રૂ. ૧૦૦) ઉપાડયા.
(૧૨) ભાઈ મગન કેશવજીએ રૂ. ૨૫) મ. ઓ. થી મોકલ્યા.

---

## પગથીઉં ૯ મું—(કર, મરામત, વગેરે)

(૧) આપણા રહેવાના ઘરનો મ્યુનિસિપલ કર રૂ. ૮) અને કાશીપુરાના મકાનનો કર રૂ. ૫) ચુકવ્યો. (૨) ખેતરનો સરકારધારો રૂ. ૧૫) ભર્યો. (૩) આપણું રહેવાનું ઘર ધોળાવતાં રૂ. ૪) અને કાશીપુરાનું ઘર ધોળાવતાં રૂ. ૩) ખર્ચ થયો. (૪) મકાન અને દુકાનનું ગયા માસનું ભાડું રૂ. ૧૦) આવ્યું. (૫) બેન કાન્તાનાં લગ્ન વખતે આણેલા ઘીમાંથી એક ડબો વધતાં રૂ. ૩૨) ના ભાવે વેચી નાખ્યું, તેના ૨૭ રૂ. ઉપજ્યા. (૬) કારતક માસના પગારના રૂ. ૪૫) આવ્યા. (૭) ખેતરમાં ૧૦ રૂપીઆનું ખાતર નંખાવ્યું. (૮) ઢોરને માટે ૧૧ રૂપીઆનું ૧૦૦ પુળા ઘાસ લીધું.

### રો. પા. ૯

સંવત ૧૯૮૪ ના માગશર સુદ ૧૧ સોમવાર, તા. ૫-૧૨-૨૭

જ

૧૧૫)≡ **સિલક રોજ ગુદસ્તની**

૧૦) **શ્રીસ્થાવર મિલ્કત ઉપજ ખાતે જમા**

૧૦) ઘર અને દુકાનનું ગયા માસનું ભાડું આવ્યું.

ખા. પા. ૨

૨૭) **બેન કાન્તાના લગ્નખર્ચ ખાતે જમા**

૨૭) લગ્ન વખતે વધેલો ઘીનો ડબો વેચી નાખ્યો તેના ઉપજ્યા તે.

ખા. પા. ૪

૪૫) **શ્રી ઉપજખાતે જમા**

૪૫) કારતક માસનો પગાર આવ્યો તેના.

ખા. પા. ૨

૧૯૭)≡

ઉ

૨૩) **શ્રીપરચુરણ ખર્ચ ખાતે ઉ.**

૮) રહેવાના ઘરનો મ્યુ. કર.

૪) રહેવાનું ઘર ધોળાવ્યું.

૧૧) ઘાસ પુળા ૧૦૦) લીધું.

૨૩) ખા. પા. ૩

૩૩) **શ્રીસ્થાવર મિલ્કત ખર્ચ ખાતે ઉધાર**

૧૫) ખેતરનો સરકારધારો ભર્યો.

૫) કાશીપુરાના મકાનનો મ્યુ. કર ભર્યો.

૩) કાશીપુરાનું મકાન ધોળાવ્યું.

૧૦) ખેતરમાં ખાતર નંખાવ્યું.

૩૩) ખા. પા. ૨

૫૬)

૧૪૧)≡ **સિલક રોજ આવતા સારૂ**

૧૯૭)≡

## નિયમો

(૪૬) આપણે પોતે વાપરતા હોઇએ તે મકાનનો મ્યુનિસિપલ કર, ધોળાવવું કે એવી મરામત, એ બધું શ્રીપરચુરણખર્ચ ખાતે નોંધાય.

(૪૭) આપણે પોતે ન વાપરતા હોઇએ પણ ભાડે આપતા હોઇએ એવા ઘરની એવી બાબતો શ્રીસ્થાવર મિલ્કત ખર્ચ ખાતે નોંધાય.

(૪૮) લગ્ન વખતે વધેલ સામાનને વેચી નાખીએ તો તેના ઉપજેલા પૈસા શ્રી લગ્નખર્ચ ખાતે જમા થાય.

(૪૯) જાનવરનું દૂધ, ઘી, વગેરે આપણા ઘરમાં વપરાય છે ને તેનો જુદો હિસાબ રખાતો નથી, તેથી જાનવરને માટે ઘાસ, ખોળ, કપાસીઆ, વગેરે લાવીએ તે શ્રીપરચુરણખર્ચ ખાતે નોંધાય.

(૫૦) ખેતરમાં ખાતર પૂરવું, ઘાસ કઢાવવું, સરકારધારો ભરવો, વગેરે બાબતનો ખર્ચ શ્રી સ્થાવરમિલ્કતખર્ચ ખાતે નોંધાય.

---

### મનોયત્ન ૯

( ૧ ) ઢોરને માટે ૨ રૂપીઆનો ખોળ લીધો.
( ૨ ) ખેતરમાંથી ઝાંખરાં કઢાવ્યાં તેના રૂ. ૩) મજુરને આપ્યા.
( ૩ ) ઘરમાં ગાર કરાવી તેનો રૂ. ૧।। ગારવાળીને આપ્યો.
( ૪ ) આપણે ભાડે આપેલી દુકાનનો અને આપણા રહેવાના ઘરનો મ્યુનિસિપલ કર અનુક્રમે રૂ. ૩।। અને રૂ. ૪) આપ્યો.
( ૫ ) ઘરને ધોળાવતાં રૂ. ૭।। અને દુકાનને ધોળાવતાં રૂ. ૫) ખર્ચ થયો.
( ૬ ) દુકાનનો ઓટલો સુધરાવતાં રૂ. ૮) ખર્ચ થયો.
( ૭ ) દુકાનનું ભાડું રૂ. ૧૦) આવ્યું.
( ૮ ) આપણા બીજા ખેતરનો સરકારધારો રૂ. ૧૫। ભર્યો.
( ૯ ) ખેતરના ગણોતના રૂ. ૭૫।। આવ્યા.
(૧૦) રૂ. ०।।-।। નું શાક અને રૂ. ०।-।। નું ચવાણું લીધું.

---

## પગથીઉં ૧૦ મું—(શેર અને સિલકની વધઘટ)

(૧) અશોક મીલના શેર નંગ બે નંબર ૨૪૨૫-૨૬ ના દર સોસોના રૂ. ૧૦૩) ના ભાવે કેશવજી નથુ પાસેથી વેચાતા લીધા. (૨) આપણી પાસે કરાંચી વીજળી કંપનીનો શેર નંબર ૫૪૭ નો રૂ. ૧૦૦) નો હતો, તે રૂ. ૧૭૪) થી વેચ્યો. (૩) ઘરમાંનાં ફૂટેલાં વાસણો શેર ૮, દર રૂ. ૦ાા પ્રમાણે કંસારાને આપી દીધાં. (૪) સાંજે સિલક મેળવતાં ૨ રૂ. ઘટયા. (૫) ઘર માટે ઘઉં મણ ૬) દર રૂ. ૩ાા લેખે લીધા.

### રો. પા. ૧૦

સંવત ૧૯૮૪ ના માગશર સુદ ૧૩ મંગળવાર, તા. ૬-૧૨-૨૭

**જ**

**૧૪૧)≡ સિલક રોજ ગુદસ્તની**

**૧૭૪) શ્રી શેર ખાતે જમા**

૧૭૪) કરાંચી વીજળી કંપનીનો શેર નંગ એક, નં. ૫૪૭ નો વેચ્યો તેના ઉપજ્યા.

ખા. પા. ૫

**૪) શ્રીસરસામાન ખર્ચ ખાતે જમા**

૪) ફૂટેલાં વાસણો કંસારાને વેચાતાં આપ્યાં તેના આવ્યા.

ખા. પા. ૪

૩૧૯)≡

**ઉ**

**૨૦૬) શ્રી શેર ખાતે ઉધાર**

૨૦૬) અશોક મીલના શેર નંગ બે, નંબર ૨૪૨૫-૨૬ ના દર સોસોના, રૂ. ૧૦૩) ના ભાવે કેશવજી નથુ પાસેથી વેચાતા લીધા તેના.

ખા. પા. ૫

**૨) શ્રીસિલકની વધઘટ ખાતે ઉ.**

૨) સિલક મેળવતાં ઘટયા તેના.

ખા. પા. ૫

**૨૨ાા શ્રીખોરાકીખર્ચખાતે ઉ.**

૨૨ાા ઘઉં મણ ૬) દર રૂ. ૩ાા લેખે લીધા તેના.

ખા. પા. ૩

૨૩૦ાા

**૮૮ાા≡ સિલક રોજ આવતા સારૂ**

૩૧૯)≡

## નિયમો

**(૫૧)** શેર કે લોન લેતાં જે ખર્ચ થાય તે શ્રી શેર કે શ્રીલોન ખાતે ઉધાર થાય, અને વેચીએ ત્યારે શ્રી શેર કે શ્રી લોન ખાતે જમા થાય.*

**ટીપ**—શેરનો જે નફો આવે, કે લોનનું વ્યાજ આવે તે શ્રી વ્યાજ ખાતે જમા થાય.

**(૫૨)** સિલક મેળવતાં કાંઈ ઘટે તો શ્રી સિલકની વધઘટ ખાતે ઉધાર થાય, અને વધે તો શ્રી સિલકની વધઘટ ખાતે જમા થાય.

**ટીપ**—સિલક મેળવવી એટલે સાંજે હિસાબ પુરો કરતાં ચોપડીમાંની સિલક કોથળામાંની સિલક સાથે સરખાવી જોવી. જો બરાબર હોય, તો મેળ ખરો છે એમ સમજવું, પણ વધે કે ઘટે તો મેળ ખોટો છે, એમ સમજવું.

કોઈ આપણને પૈસા આપી ગયું હોય તેના જમા કરવા ભૂલી જઈએ, તો સિલક વધે. એથી ઉલટું કોઈને આપણે આપ્યા હોય અને નોંધવા ભૂલી જઈએ, તો સિલક ઘટે.

હવે જ્યારે આવી ભૂલ પકડાય ત્યારે તેનું નામું કેમ મંડાય તે આગળ પૃષ્ઠ ૩૨ મે બતાવ્યું છે.

---

## મનોયત્ન ૧૦

( ૧ ) આપણી પાસે મારર્ડન મીલનો રૂ. ૧૦૦) નો શેર એક, નં. ૪૨૬ નો હતો, તે રૂ. ૧૮૭) ને ભાવે વેચ્યો. દલાલને ૨ રૂ. આપ્યા.

( ૨ ) આસ્ટોડિઆ મીલનો રૂપીઆ સોનો, નં. ૩૨૯ નો શેર, આપણે રૂ. ૧૪૦)ને ભાવે ખરીદ કર્યો. દલાલને ૧ રૂ. આપવો પડયો.

( ૩ ) સિલક મેળવતાં ૫ રૂ. વધ્યા.

( ૪ ) રૂ. ૪ા ના બૂટ લીધા અને રૂ. ૨ા નું ઘી લીધું.

( ૫ ) છોકરાં માટે રૂ. ૦ા૰ા નાં રમકડાં લીધાં.

( ૬ ) ગયા માસના પગારના રૂ. ૪૫) આવ્યા.

( ૭ ) રૂ. ૧૫૦) પોસ્ટલ સેવિંગ્સ બેંકમાં જમે મૂકયા.

---

* શેર ને લોન બતાવીને સમજ આપ્યા પછી તેનું નામું શિખવવું.

# પ્રકરણ બીજું–જમાખર્ચી રકમો.*

## પગથીઉં પહેલું—(ઉધાર લેવડદેવડ)

(૧) ધોતીજોટો નંગ એક રૂ. ૩ાા‌=નો કાપડિયા હરિ વલ્લભને ત્યાંથી લીધો. પૈસા બાકી રાખ્યા. (૨) બાજરી મણ એક, રૂ. ૪) ની કણિયા દોલત કેશવને ત્યાંથી ઉધાર લીધી. (૩) આપણી ખુરસી જુની લાગવાથી શા. નથુ લાલજીને બે રૂપીએ વેચી દીધી. પૈસા બાકી રાખ્યા.

**રો. પા. ૧૧**

સંવત ૧૯૮૪ના માગશર સુદ ૧૫ ગુરુવાર, તા. ૮–૧૨–૨૭

**જ**

૮૮ાા= **સિલક રોજ ગુદસ્તની**

૩ાા= **કાપડિયા હરિ વલ્લભને ખાતે જમા**
૩ાા= ધોતી જોટો નંગ ૧, તમારે ત્યાંથી ઉધાર લીધો, તે શ્રીકાપડ ખર્ચ ખાતે ઉધારીને.
ખા. પા. ૬

૪) **કણિયા દોલત કેશવને ખા.જ.**
૪) બાજરી મણ ૧, તમારે ત્યાંથી ઉધાર લીધી, તે શ્રી ખોરાકી ખર્ચ ખાતે ઉધારીને.
ખા. પા. ૬

૨) **શ્રીસરસામાન ખર્ચ ખા.જ.**
૨) આપણી જુની ખુરસી ૧, શા. નથુ લાલજીને ઉધાર આપી તે તેને ખાતે ઉધારીને.
ખા. પા. ૪

૯૮ાા=

**ઉ**

૩ાા= **શ્રીકાપડ ખર્ચખાતે ઉ.**
૩ાા= ધોતી જોટો નંગ ૧, કાપડિયા હરિ વલ્લભને ત્યાંથી ઉધાર લીધો, તે તેના જમા કરીને.
ખા. પા. ૪

૪) **શ્રી ખોરાકી ખર્ચખાતે ઉ.**
૪) બાજરી મણ ૧, કણિયા દોલત કેશવને ત્યાથી ઉધાર લીધી, તે તેના જમા કરીને.
ખા. પા. ૩

૨) **શા. નથુ લાલજીને ખાતે ઉ.**
૨) ખુરસી નંગ ૧. તમને ઉધાર આપી, તે શ્રીસરસામાન ખર્ચ ખાતે જમા કરીને.
ખા. પા. ૧

૯ાા=

૮૮ાા= **સિલક રોજ આવતા સારૂ**

૯૮ાા=

---

* આ પ્રકરણમાં કોઈ કોઈ વાર જમાખર્ચી રકમો સાથે રોકડી રકમો પણ કસોટી માટે આપવામાં આવી છે.

## નિયમો

(૫૩) જ્યારે માલની લેવડદેવડમાં પૈસા બાકી રહે ત્યારે ઉધાર લેવડ-દેવડ થઈ કહેવાય. એવે વખતે હિસાબ જમા અને ઉધાર એમ બંને બાજુએ આવે છે; તેથી તેવા રકમોને જમાખર્ચી રકમો કહે છે.

(૫૪) જ્યારે માલ લાવીએ અને પૈસા આપવા બાકી રહે ત્યારે જે જાતનો માલ હોય તે ખાતે ઉધાર થાય અને જે માણસનો માલ લાવીએ તે માણસને ખાતે જમા થાય.

(૫૫) એથી ઉલટું આપણા ઘરમાંનો માલ કોઈ માણસને આપીએ, ત્યારે જે જાતનો માલ હોય, તે ખાતે જમા કરીને જે માણસને આપીએ તે માણસને ખાતે ઉધાર થાય.

(૫૬) જમાખર્ચી રકમોની વિગતમાં લખાય, કે તેને ખાતે જમા કરીને કે તેને ખાતે ઉધારીને.

---

## મનોયત્ન ૧૧

(૧) ભટ્ટ મૂળશંકર જેશંકરની દુઝણી ગાય રૂ. ૪૦) ની લીધી. પૈસા બાકી રાખ્યા.

(૨) આપણો જુનો કબાટ મિ. વિલ્યમ જેમ્સને રૂ. ૧૫) નો આપ્યો. પૈસા પછીથી લેવાનો વાયદો કર્યો.

(૩) ઘરમાં ખાવા સારૂ રૂ. ૫) નું ઘી ઠક્કર લક્ષ્મીચંદ ભીમજીનું લાવ્યા. પૈસા બાકી રાખ્યા.

(૪) ઘરને ચુનો દેવડાવ્યો. ચુનો રૂ. ૨) નો આણ્યો. તેના પૈસા ચુનારા અલી ગનીને દેવાના બાકી રહ્યા.

(૫) અનડા અને ભોજાણીને ત્યાંથી ચિ. રમણિક માટે રૂ. ૪) નાં પુસ્તકો ઉધાર આણ્યાં.

(૬) આપણો કંદોરો રૂ. ૨૫) નો ચોકસી હીરાચંદ નેમચંદને આપ્યો. પૈસા પછી લઈ જવાનું કહ્યું.

---

## પગથીઉં બીજું-( વ્યાજ, હિસાબ, વગેરે )

(૧) રબારી મેપા દેવાના દૂધનો હિસાબ કરતાં ૭૫ શેર દૂધ થયું, તેના દર શેરે એક આના પ્રમાણે રૂ. ૪॥≡ થયા. પૈસા જમા કર્યા. (૨) પાણીવાળી બાઈ સલુ રૂપાનો હિસાબ કરતાં રૂ. ૨॥ થયા. પૈસા પછી લઈ જવાનું કહ્યું. (૩) આપણા પોસ્ટલ સેવિંગ્સબેંકના ખાતાનું ગયા વરસનું વ્યાજ રૂ. ૯॥= થયું, તે પોસ્ટ માસ્તરે ચોપડીમાં જમા કરી આપ્યું.

### રો. પા. ૧૨

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૨ શનિવાર, તા. ૧૦-૧૨-૨૭

**જ**

૮૮॥≡ **સિલક રોજ ગુદસ્તની**

૯॥= **શ્રી વ્યાજખાતે જમા**

૯॥= સેવિંગ્સબેંકના આપણા ખાતાનું ગયા વરસનું વ્યાજ નીકળ્યું તે શ્રીપોસ્ટલ સેવિંગ્સ-બેંક ખાતે ઉધારીને.

ખા. પા. ૨

૪॥≡ **રબારી મેપા દેવાને ખાતે જમા**

૪॥≡ દૂધ શેર ૭૫ ના, દર એક આના પ્રમાણે. તે શ્રીખોરાકી ખર્ચ ખાતે ઉધારીને.

ખા. પા. ૬

૨॥ **બાઈ સલુ રૂપાને ખાતે જ.**

૨॥ પાણીના. તે શ્રી પરચુરણ ખર્ચ ખાતે ઉધારીને.

ખા. પા. ૬

૧૦૫॥

**ઉ**

૯॥= **શ્રીપોસ્ટલ સેવિંગ્સ બેંક ખાતે ઉધાર**

૯॥= ગયા વરસનું વ્યાજ નીકળ્યું તે શ્રીવ્યાજ ખાતે જમા કરીને.

ખા. પા. ૧

૪॥≡ **શ્રીખોરાકીખર્ચ ખા. ઉ.**

૪॥≡ દૂધ શેર ૭૫ ના, દર એક આના પ્રમાણે. તે રબારી મેપા દેવાના જમા કરીને.

ખા. પા. ૩

૨॥ **શ્રીપરચુરણ ખર્ચ ખા. ઉ.**

૨॥ પાણીના. તે બાઈ સલુ રૂપાના જમા કરીને.

ખા. પા. ૩

૧૬॥−

૮૮॥≡ **સિલક રોજ આવતા સારૂ**

૧૦૫॥

## નિયમો

(૫૭) જ્યારે પોસ્ટઓફિસમાં કે બીજી બેંકમાં આપણા ખાતાની નીકળતી વ્યાજની રકમ આપણી ચોપડીમાં જમા કરાય. ત્યારે શ્રી વ્યાજ ખાતે જમા કરીને જેની પાસે વ્યાજ નીકળ્યું હોય તેને ખાતે ઉધાર થાય.

(૫૮) મહીનો પુરો થાય ત્યારે દૂધ, પાણી, એવી બાબતોના હિસાબો કરવામાં આવે, પણ પૈસા ચુકવવાને બદલે બાકી રાખવામાં આવે, તો તે પૈસા તે તે બાબતોને ખાતે ઉધારીને જે માણસને આપવાના બાકી રહે, તે માણસને ખાતે જમા થાય.

---

## મનોયત્ન ૧૨

(૧) પોસ્ટલ સેવિંગ્સબેંકના આપણા ખાતાનું વ્યાજ રૂ. ૧૫) નીકળ્યું, તે પોસ્ટ માસ્તરે આપણી પાસ બુકમાં* જમા કરી આપ્યું.

(૨) રબારી મેપા દેવાનો દૂધનો હિસાબ કરતાં રૂ. ૪। નીકળ્યા, તે તેને ખાતે જમા કર્યા.

(૩) ઇંડિયા બેંકના આપણા ખાતાનું વ્યાજ રૂ. ૩। નીકળ્યુ, તે બેંકે આપણી ચોપડીમાં જમા કરી આપ્યું.

(૪) કાછીઆ લલ્લુ દેવજીના શાકનો હિસાબ કરતાં રૂ. ૨ાા નીકળ્યા, તે તેને ખાતે જમા કર્યા.

(૫) આસ્ટોડિઆ મીલના શેરનું વ્યાજ રૂ. ૧૦) આવ્યું.

(૬) એક પૈસાનાં દાતણ લીધાં અને રૂ. ૦)૦ાા આંધળાને આપ્યો.

(૭) સોની મગન રવજીને રૂ. ૧૦) રોકડા આપ્યા.

(૮) બેનના ભાણાને રૂ. ૦ાા નું ખાવાનું લઈ આપ્યું.

---

* પોસ્ટ ખાતું એક ચોપડીમાં પૈસા જમા કરી આપે છે. તે ચોપડી પાસ બૂક કહેવાય છે.

**પગથીઉં ત્રીજું-( બીજા પાસે કબુલાવવું. )**

(૧) આપણે સોની શંભુ કેશવ પાસેથી રૂ. ૧૫) કણિયા દોલત કેશવને અપાવ્યા. (૨) આપણે કમળાબેન શવજીને રૂ. ૧૦) શા. નથુ લાલજી પાસે કબુલાવ્યા. (૩) કણિયા દોલત કેશવે રૂ. ૯) આપણને શા. નથુ લાલજી પાસે કબુલાવ્યા.

**રો. પા. ૧૩**

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૫ મંગળવાર, તા. ૧૩-૧૨-૨૭.

| જ | ઉ |
|---|---|
| ૮૮ાા≡ **સિલક રોજ ગુદસ્તની** | ૧૫) **કણિયા દોલત કેશવને ખાતે ઉધાર** |
| ૧૫) **સોની શંભુ કેશવને ખા.જ.** | ૧૫) તમોને સોની શંભુ કેશવ પાસેથી અપાવ્યા તે તેને ખાતે જમા કરીને. |
| ૧૫) તમારી પાસેથી કણિયા દોલત કેશવને અપાવ્યા તે તેને ખાતે ઉધારીને. | ખા. પા. ૬ |
| ખા. પા. ૧ | ૧૦) **કમળા શવજીને ખાતે ઉ.** |
| ૧૦) **શા. નથુ લાલજીને ખા. જ.** | ૧૦) તમને શા. નથુ લાલજી પાસે કબુલાવ્યા તે તેને ખાતે જમા કરીને. |
| ૧૦) તમારી પાસે કમળાબેન શવજીને કબુલાવ્યા તે તેને ખાતે ઉધારીને. | ખા. પા. ૧ |
| ખા. પા. ૧ | ૯) **શા. નથુ લાલજીને ખાતે ઉ.** |
| ૯) **કણિયા દોલત કેશવને ખાતે જમા** | ૯) તમારા પાસે કણિયા દોલત કેશવે કબુલાવ્યા તે તેને ખાતે જમા કરીને. |
| ૯) તમે શા. નથુ લાલજી પાસે કબુલાવ્યા તે તેને ખાતે ઉધારીને. | ખા. પા. ૧ |
| ખા. પા. ૬ | ૩૪) |
| | ૮૮ાા≡ **સિલક રોજ આવતા સાલ** |
| ૧૨૨ાા≡ | ૧૨૨ાા≡ |

## નિયમો

(૫૯) આપણે કોઈ માણસને કોઈ બીજા માણસ પાસેથી પૈસા અપાવીએ કે કબુલાવીએ (આપણી વતી આપવાનું કહીએ), ત્યારે જેની પાસેથી અપાવીએ કે જેની પાસે કબુલાવીએ તે માણસને ખાતે જમા થાય અને જે માણસને અપાવીએ કે જે માણસને કબુલાવીએ તે માણસને ખાતે ઉધાર થાય.

(૬૦) કોઈ માણસ આપણને કોઈ બીજા માણસની પાસે પૈસા કબુલાવે, તો જે માણસ કબુલાવે તે માણસને ખાતે જમા થાય અને જે માણસની પાસે કબુલાવે તે માણસને ખાતે ઉધાર થાય.

---

## મનોયત્ન ૧૩

(૧) આપણે ઠક્કર લક્ષ્મીદાસ ભીમજીને ત્રવાડી છગન અંબાલાલ પાસેથી રૂ. ૫) અપાવ્યા.

(૨) મિ. વિલ્યમ જેમ્સે રૂ. ૧૫) આપણને ભટ્ટ મૂળશંકર જેશંકર પાસે કબુલાવ્યા.

(૩) સોની મગન કેશવ પાસે આપણે રૂ. ૧૦) માગતા હતા, તે તેણે કંસારા દેવજી હરજી પાસે કબુલાવ્યા.

(૪) શા. કેશવજી પ્રેમજીને આપણે રૂ. ૮) આપવાના હતા, તે તેને શેઠ દીનશા કાવસશા પાસે કબુલાવ્યા.

(૫) આપણે અનડા અને ભોજાણીની વતી શા. ફૂલચંદ નેમચંદને રૂ. ૪) આપ્યા.

(૬) ઘરને માટે તુવેર મણ ૩।, દર રૂ. ૨॥ લેખે લીધી. રૂ. ०)≋ મજુરી બેઠી.

(૭) આપણે શા. મથુર રવજી પાસેથી પટેલ તેજા વાલાને રૂ. ૫) અપાવ્યા.

(૮) મગન હરિએ આપણને રૂ. ૧૫) તુળસી હરિશંકર પાસે કબુલાવ્યા.

---

**પગથીઉં ચોથું—(થોડું રોકડું અને થોડું બાકી)**

(૧) કણિયા દોલત કેશવને ત્યાંથી ઘઉં મણ ૨, દર રૂ. ૩ા લેખે આણ્યા, તેને રૂ. ૫) રોકડા આપ્યા અને બીજા બાકી રાખ્યા. રૂ. ૦ા મજુરી બેઠી. (૨) આપણી બકરી રૂ. ૧૫) માં પટેલ તેજા વાલાને વેચી. તેણે રૂ. ૧૦) રોકડા આપ્યા અને બાકીના પછી આપવાનો વાયદો કર્યો. (૩) રૂ. ૭૭ાા ભરીને રૂ. ૧૦૦) નું પોસ્ટલ કેશ સર્ટિફિકેટ લીધું.

**રો. પા. ૧૪**

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૭ ગુરુવાર, તા. ૧૫-૧૨-૨૭

જ

૮૮ાા≋ **સિલક રોજ ગુદસ્તની**

૨) **કણિયા દોલત કેશવને ખાતે જમા**

૭) ઘઉં મણ ૨, દર રૂ.૩ા લેખે તમારે ત્યાંથી લીધા તેના.

૦———

૫) રોકડા આપ્યા તે.

૨) ખા. પા. ૬

૧૫) **શ્રીજાનવર ખાતે જમા**

૧૫) બકરી જીવ ૧, પટેલ તેજા વાલાને વેચી તેના.

ખા. પા. ૫

૨૨ાા **શ્રી વ્યાજ ખાતે જમા**

૨૨ાા કેશસર્ટિફિકેટના વ્યાજના.

ખા. પા. ૨.

૧૨૮)≋

ઉ

૭ા **શ્રીખોરાકી ખર્ચ ખા. ઉ.**

૭) ઘઉં મણ ૨, કણિયા દોલત કેશવને ત્યાંથી લીધા.

૦ા મજુરી બેઠી.

૭ા ખા. પા. ૩

૫) **પટેલ તેજા વાલાને ખાતે ઉ.**

૧૫) બકરી જીવ ૧, તમોને વેચાતી આપી તેના.

૦———

૧૦) રોકડા આપ્યા તે.

૫) ખા. પા. ૬

૧૦૦) **શ્રીપોસ્ટલ કેશ સર્ટિફિકેટ ખાતે ઉધાર**

૧૦૦) નું પોસ્ટલ કેશ સર્ટિફિકેટ નં. ૨૦૧૭ નું ખરીદ કર્યું. રૂ. ૭૭ાા ભરીને, તેથી રૂ. ૨૨ાા વ્યાજ ખાતે જમા કરીને.

ખા. પા. ૬

૧૧૨ા

૧૫ાાા≋ **સિલક રોજ આવતા સારૂ**

૧૨૮)≋

## નિયમો

(૬૧) જ્યારે લેવડદેવડમાં આપવાની રકમ પૈકી જેટલું આપવાનું બાકી રાખવામાં આવે તેટલું, જે માણસનું બાકી રાખવામાં આવે, તે માણસને ખાતે જમા થાય. પેટામાં બધી વિગત આવે.

(૬૨) જ્યારે એવે વખતે લેવાની રકમ પૈકી જેટલું લેવાનું બાકી રાખવામાં આવે તેટલું, જે માણસની પાસે બાકી રહે, તે માણસને ખાતે ઉધાર થાય.

(૬૩) જ્યારે પોસ્ટલ કેશ સર્ટિફિકેટ લેવામાં આવે ત્યારે જેટલાનું સર્ટિફિકેટ લઇએ તેટલા શ્રીપોસ્ટલ કેશ સર્ટિફિકેટ ખાતે ઉધારાય અને જેટલા રૂપીઆ ઓછા ભરવા પડે, તેટલા રૂપીઆ શ્રી વ્યાજ ખાતે જમા થાય.*

---

## મનોયત્ન ૧૪

(૧) કાપડિયા મનસુખ દેવચંદને ત્યાંથી અમદાવાદી ધોતી જોટા નંગ એક, રૂ. ૪।। નો લીધો. તેને રૂ. ૩) રોકડા આપ્યા અને બાકીના પછી આપવાનો વાયદો કર્યો.

(૨) કંસારા દેવચંદ હરજીએ આપણને રૂ. ૧૦) ઠક્કર લક્ષ્મીદાસ ભીમજી પાસેથી લેવાનું કહ્યું. લક્ષ્મીદાસે ૬ રૂ. આપ્યા અને ૪ રૂ. પછી લઈ જવાનું કહ્યું.

(૩) છોકરાંની સારવારનું નર્સ, મર્યમ દાઉદનું, રૂ. ૨।। નું બીલ આવ્યું. તેમાં રૂ. ૨) રોકડા આપ્યા અને રૂ. ૦।। બાકી રાખ્યો.

(૪) રૂ. ૩૧) ભરીને ૪૦ રૂપીઆનાં પોસ્ટલ કેશ સર્ટિફિકેટ લીધાં.

---

* લોકોની સગવડ ખાતર સરકારે પાંચ વરસની મુદતનાં પોસ્ટલ કેશ સર્ટિફિકેટો કાઢેલાં છે, ને તે દરેક પોસ્ટ ઓફિસમાં વેચાય છે. દસના સર્ટિફિકેટનો ભાવ રૂ. ૭।।। છે. એટલે રૂ. ૭।।। ભરીએ તો રૂ. ૧૦ નું સર્ટિફિકેટ મળે. મતલબ કે પાંચ વરસે ૧૦ રૂ. આપવાનો દસ્તાવેજ મળે. આ યોજનાથી લગભગ ૫।। ટકા વ્યાજ પડે છે. વળી ગમે ત્યારે અને ગમે તે પોસ્ટ ઓફિસમાં વટાવીને મુદત પ્રમાણે નાણાં મેળવી શકાય છે. તેથી લોકો વધારાના પૈસા આમાં રોકવા લાગ્યા છે. વધારે હકીકત માટે ગણિતો જુઓ.

**પગથીઉં પાંચમું–( ભૂલ પકડાય. )**

**(૧)** માગશર સુદ ૧૩ ના રોજ સિલકમાં રૂ. ૨) ઘટેલા તેની ભૂલ આજે પકડાઈ. તે રૂ. ૨) નાં કુમાર ગણિતો નંગ ૪, છોકરાં માટે લીધેલાં હતાં.

( ૨ ) કારતક સુદ ૧૧ ના રોજ આપણને મગન ખીમા પાસેથી શા. નથુ લાલજીએ ૫ રૂ. અપાવેલા છતાં ભૂલથી કમળાબેન શવજીના જમા થઈ ગયા હતા તે ભૂલ આજે પકડાઈ.

**રો. પા. ૧૫**

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૧૧ સોમવાર, તા. ૧૯–૧૨–૨૭

જ | ઉ

**૧૫ાાા≋ સિલક રોજ ગુદસ્તની**

**૨) શ્રી સિલકની વધઘટ ખાતે જમા**

૨) માગશર સુદ ૧૩ ના રોજ ઘટેલા તે ભૂલ પકડાતાં શ્રી કેળવણી ખર્ચ ખાતે ઉધારીને.

ખા. પા. ૫

**૫) શા. નથુ લાલજીને ખાતે જમા**

૫) તમે કારતક સુદ ૧૧ ના રોજ મગન ખીમા પાસેથી અપાવેલા તે તમારે બદલે કમળાબેનને ખાતે જમા થઈ ગએલા તે ભૂલ આજે પકડાતાં તેને ખાતે ઉધારીને

ખા. પા. ૧

**૨૨ાાા≋**

**૨) શ્રી બાળ કેળવણી ખર્ચ ખાતે ઉધાર**

૨) કુમાર ગણિતો નંગ ૪, છોકરાં માટે માગશર સુદ ૧૩ ના રોજ લીધેલાં તેના, તે શ્રી સિલકની વધઘટ ખાતે જમા કરીને.

ખા. પા. ૩

**૫) કમળા બેન શવજીને ખાતે ઉધાર**

૫) કારતક સુદ ૧૧ ના રોજ શા. નથુ લાલજીને બદલે તમારા જમા થઈ ગએલા, તે તેના જમા કરીને.

ખા. પા. ૧

૭)

**૧૫ાાા≋ સિલક રોજ આવતા સારૂ**

**૨૨ાાા≋**

## નિયમો

( ૬૪ ) સિલકની વધઘટની ભૂલ પકડાય એટલે અગાઉ ઘટેલી હોય અને તેનું કારણ મળે, તો જે ખાતે એ રકમ ખર્ચાઈ હોય તે ખાતે ઉધારીને શ્રી સિલકની વધઘટ ખાતે જમા કરાય. એથી ઉલટું અગાઉ વધેલી હોય અને તેનું કારણ મળે તો જે સબબથી વધી હોય તે ખાતે જમા કરી શ્રી સિલકની વધઘટ ખાતે ઉધાર થાય. પેટામાં બધી વિગત નોંધાય.

( ૬૫ ) કોઈ એક માણસને બદલે બીજા માણસને ખાતે પૈસા જમા થઈ ગયા હોય, એવી ભૂલ પકડાય, તો જેને ખાતે જમા થઈ ગયા હોય તેને ખાતે ઉધાર કરીને મૂળ આસામીને ખાતે જમા થાય.

---

## મનોયત્ન ૧૫

( ૧ ) મનોયત્ન ૧૦ માની સિલકમાં વધેલા રૂ. ૫) ની ભૂલ આજે યાદ આવી, કે તે રૂપીઆ તો શેઠ કેશવજી પ્રેમજી તરફથી આવ્યા હતા.

( ૨ ) મનોયત્ન ૧૦ મામાં રૂ. ૧૫૦) પોસ્ટલ સેવિંગ્સબેંકમાં મૂકયાનું લખ્યું છે તે ભૂલ થઈ હતી. એ તો ઇંડિયા બેંકમાં મૂકયા હતા, એવું આજે જણાયું.

( ૩ ) મનોયત્ન ચોથામાં છઠ્ઠી કલમમાં જણાવેલ રૂ. ૧) ભટ્ટ મૂળશંકર જેશંકરે નહિ, પણ ત્રવાડી છગન અંબારામે અપાવ્યો હતો, એની ભૂલ આજે જડી.

( ૪ ) રબારી મેપા દેવાના રૂ. ૪ા આપણી પાસે લેણા હતા. તેને રૂ. ૩) રોકડા આપ્યા અને રૂ. ૧ા ની ૦ાા મણ બાજરી ઘરમાંથી આપી.

( ૫ ) ઘરમાંથી ગ્યાસતેલના ખાલી ડબા નંગ ૫, દર રૂ. ૦ાના લેખે અને ચાના ખાલી ડબા નંગ ૩, દર રૂ. ૦)ાા લેખે વેચી નાખ્યા.

---

## પગથીઉં છઠું—(અદલો બદલો)

(૧) આપણા ઘરમાંથી ભેંસનું ઘી રૂ. ૧૦) નું આપીને તેને બદલે રૂ. ૧૦)ની ખુરસી લીધી. (૨) આપણો તાંબાનો નળો રૂ. ૭)નો આપીને તેને બદલે રૂ. ૪)નો ધોતીજોટો અને રૂ. ૩) રોકડા લીધા. (૩) ઘરમાંનું ખોરૂં તેલ શેર ૧૫, રૂ. ૧૨)નું મણને ભાવે આપીને તેને બદલે રૂ. ૧૪)ને ભાવે તાજું તેલ લીધું.

### રો. પા. ૧૬

સંવત ૧૯૮૪ના માગશર વદ ૧૧।। મંગળવાર, તા. ૨૦–૧૨–૨૭

| જ | ઉ |
|---|---|
| ૧૫।।≡ સિલક રોજ ગુદસ્તની | ૧૦) શ્રીસરસામાન ખર્ચખાતે ઉ. |
| ૧૦) શ્રીપરચુરણ ખર્ચ ખા. જ<br>૧૦) ઘરમાંનું ભેંસનું ઘી. આપીને ખુરસી લીધી, તે સરસામાન ખર્ચખાતે ઉધારીને.<br>ખા. પા. ૩ | ૧૦) ખુરસી લીધી. ભેંસનું ઘી આપીને, તે પરચુરણ ખર્ચખાતે જમા કરીને.<br>ખા. પા. ૪ |
| ૭) શ્રીસરસામાન ખર્ચ ખા. જ.<br>૭) તાંબાનો નળો આપીને ધોતી જોટો એક અને રૂ. ૩ રોકડા લીધા તે.<br>ખા. પા. ૪ | ૪) શ્રીકાપડ ખર્ચખાતે ઉધાર<br>૪) ધોતી જોટો એક, તાંબાનો નળો આપીને લીધો તેના.<br>ખા. પા. ૪ |
| | ૦।।। શ્રીપરચુરણ ખર્ચ ખાતે ઉ.<br>૦।।। તેલ શેર ૧૫, ખોરૂં થઈ જતાં દર રૂ. ૧૨ ને ભાવે આપી તેને બદલે તાજું રૂ. ૧૪ને ભાવે લીધું, તેના વધારે ભાવના.<br>ખા. પા. ૩ |
| | ૧૪।।। |
| | ૧૮)≡ સિલક રોજ આવતા સારૂ |
| ૩૨।।≡ | ૩૨।।≡ |

## નિયમો

( ૬૬ ) જ્યારે બદલો કરાએલી ચીજો જુદા જુદા ખાતાની હોય ત્યારે જે ખાતાની ચીજ આપીએ તે ખાતે જમા થાય અને જે ખાતાની ચીજ લઇએ તે ખાતે ઉધાર થાય.*

( ૬૭ ) બદલો કરતાં એની એજ ચીજ લઇએ ત્યારે જે કાંઈ વધારે પૈસા આપવા પડે તેટલા પૈસા એ ચીજ જે બાબતની હોય તે ખાતે ઉધાર કરાય.

( ૬૮ ) હિંદુ લોકો નામાની તિથિમાં ૧૨ ને બદલે ૧૧ા લખે છે.

---

## મનોયત્ન ૧૬

( ૧ ) કાપડિયા મનસુખ દેવચંદને આપણું ઘડિઆળ રૂ. ૫)નું આપીને તેને બદલે રૂ. ૪) ની કામળ લીધી અને રૂ. ૧) રોકડો લીધો.

( ૨ ) આપણાં જુનાં ત્રાજવાં કાછીઆને રૂ. ૦ાા નાં આપી દઇને તેને બદલે રૂ. ૦ા નું શાક અને રૂ. ૦ા રોકડો લીધો.

( ૩ ) આપણો જુનો પલંગ સુથારને રૂ. ૪) નો આપીને તેની પાસેથી રૂ. ૯)નો નવો પલંગ લીધો. રૂ. ૫) રોકડા આપ્યા.

( ૪ ) ગામડાવાળાનું ઘઉંનું ગાડું વેચી દીધું, તેની મહેનતના બદલામાં તેણે ૩ રૂપીઆના ભાવના ૦ાા મણ ઘઉં આપ્યા.

( ૫ ) ચિ. રમણિકની રૂ. ૦ાાા ની અંગ્રેજી ચોપડી ગરીબ વિદ્યાર્થીને આપી દીધો.

---

* ભેંસને માટે ઘાસ, વગેરેનો ખર્ચ શ્રીપરચુરણ ખર્ચખાતે નોંધાએલ છે, તેથી તેનું ઘી એ ખાતે જમા લીધું છે.

## પગથીઉં ૭ મું–( છૂટ મુકાવવી )

(૧) પટેલ તેજા વાલાના ખાતાનો હિસાબ કરતાં મૂળના રૂ. ૮૦) અને રૂ. ૧ા– વ્યાજના થયા, એટલે તેણે રૂ. ૮૧ાા રોકડા આપ્યા અને રૂ. ૦)– છૂટ મુકાવી.

(૨) આપણી પાસે કાપડિયા હરિ વલ્લભના રૂ. ૩ાા≡ લેણા હતા તેને રૂ. ૩ાા– આપ્યા અને રૂ. ૦)= છૂટ મુકાવી.

(૩) ચિ. રમણિક અને છોટાલાલની ફીના રૂ. ૨ાા આપ્યા.

### રો. પા. ૧૭

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૧૩ બુધવાર, તા. ૨૧–૧૨–૨૭

**જ**

૧૮)≡ **સિલક રોજ ગુદસ્તની**

૧ા **શ્રી વ્યાજખાતે જમા**
૧ા– તેજા વાલાના ખાતાનું વ્યાજ નીકળ્યું, તે તેને ખાતે ઉધારીને.
૦––––
૦)– છૂટ મુકાવી.
૧ા ખા. પા. ૨

૮૧ાા **પટેલ તેજા વાલાને ખા. જ.**
૮૧ાા રોકડા આવ્યા.
ખા. પા. ૬

૦)= **શ્રીવટાવ ખાતે જમા**
૦)= કાપડિયા હરિ વલ્લભનો હિસાબ આપતાં છૂટ મુકાવી તેના.
ખા. પા. ૨

૧૦૧ા–

**ઉ**

૧ા **પટેલ તેજા વાલાને ખાતે ઉ.**
૧ા– વ્યાજ થયું.
૦––––
૦)– છૂટ મુકાવી.
૧ા ખા. પા. ૬

૩ાા≡ **કાપડિયા હરિ વલ્લભને ખાતે ઉધાર**
૩ાા– રોકડા આપ્યા.
૦)= છૂટ મુકાવી, તે શ્રીવટાવ ખાતે જમા કરીને.
૩ાા≡ ખા. પા. ૬

૨ાા **શ્રી બાળ કેળવણી ખર્ચ ખાતે ઉધાર**
૨ાા ચિ. રમણિક તથા છોટાલાલની ફીના આપ્યા.
ખા. પા. ૩

૮)≡

૯૩)= **સિલક રોજ આવતા સારૂ**

૧૦૧ા–

## નિયમો

(૬૯) હિસાબ ચુકવતાં આપણને કોઈ માણસ છૂટ કાપી આપે, તો તેને ખાતે ઉધારીને શ્રીવટાવખાતે જમા થાય. એથી ઉલટું આપણો હિસાબ લેતાં આપણે કોઇને છૂટ કાપી આપીએ, તો જેટલી છૂટ આપીએ તેટલી તે માણસને ખાતે જમા કરીને શ્રીવટાવ ખાતે ઉધાર કરાય.

(૭૦) જો નામું માંડયા પહેલાં છૂટ મૂકવામાં આવે, તો છૂટની રકમ બાદ કરીને જ નોંધાય. ( એથી જ શ્રીવ્યાજ ખાતે રૂ. ૧ાા– જમા કરવાને બદલે રૂ. ૦)– બાદ કરીને રૂ. ૧ાા શ્રીવ્યાજ ખાતે જમા લીધો છે.)

---

## મનોયત્ન ૧૯

( ૧ ) ભટ્ટ મૂળશંકર જેશંકરના ખાતાનો હિસાબ કરતાં રૂ. ૨ાા≈ વ્યાજના થયા. તેણે મુદ્દલ રૂ. ૨૬) તથા વ્યાજના રૂ. ૨ાા આપીને રૂ. ૦)≈ છૂટ મુકાવી.

( ૨ ) આપણે કાપડિયા મનસુખ દેવચંદને રૂ. ૧ા આપવાનો હતો તેને બદલે રૂ. ૧) આપીને રૂ. ૦ા છૂટ મુકાવી.

( ૩ ) નર્સ મર્યમ દાક્તિદને રૂ. ૦ા આપવાનો હતો તે માંડી વાળવાનું તેણે જણાવ્યું. ( છૂટ મૂકી. )

( ૪ ) ભાઈ મગનનાં લગ્ન વખતની વધેલી ખાંડ મણ ૩ાા પાા શે., દર રૂ. ૫) ને ભાવે ગાંધી નરોત્તમ શવજીને આપી. હિસાબ પ્રમાણે રૂ. ૧૮)≈ થાય, પણ તેણે રૂ. ૧૮) આપ્યા અને રૂ. ૦)≈ છૂટના ગણ્યા.

( ૫ ) આપણે શા. પોપટ લવજી પાસેથી ગોળ મણ ૧ા ખાવા સારૂ રૂ. પાાા ને ભાવે લીધો. હિસાબ પ્રમાણે રૂ. ૭)≈ થાય, પણ આપણે રૂ. ૦)– છૂટ ગણીને રૂ. ૭)≈ આપ્યા.

---

## પગથીઉં ૮ મું—( ચેક કે ચિઠ્ઠી* )

(૧) કાપડિયા હરિવલ્લભ પાસેથી રૂ. ૫૦)ની ચિઠ્ઠી અમદાવાદના શા. ગગલચંદ માનચંદ પરની લખાવીને સોની શંભુ કેશવ પર બીડી.

(૨) કમળાબેન શવજી તરફથી રૂ. ૩૦)નો ચેક ઇંડિયા બેંક પરનો નંબર ૬૦૦૪નો આવ્યો. તે શા. નથુ લાલજીને આપ્યો.

### રો. પા. ૧૮

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૧૪ ગુરુવાર, તા. ૨૨–૧૨–૨૭

જ

**૯૩)= સિલક રોજ ગુદસ્તની**

**૫૦) કાપડિયા હરિ વલ્લભને ખાતે જમા**

૫૦) ચિઠ્ઠી એક, અમદાવાદના શા. ગગલચંદ માનચંદ પરની લખી આપી, તે સોની શંભુ કેશવને ખાતે ઉધારીને.

ખા. પા. ૬

**૩૦) કમળા શવજીને ખાતે જ.**

૩૦) ઈંડિયા બેંક પરનો ચેક નંબર ૬૦૦૪ નો તમારા તરફથી આવ્યો, તે શા. નથુ લાલજીને આપતાં તેને ખાતે ઉધારીને.

ખા. પા. ૧

૧૭૩)=

ઉ

**૫૦) સોની શંભુ કેશવને ખા. ઉ.**

૫૦) ચિઠ્ઠી એક, અત્રેના કાપડિયા હરિ વલ્લભ પાસેથી અમદાવાદના શા. ગગલચંદ માનચંદ પરની લખાવીને તમારા પર બીડી, તે કાપડિયા હરિવલ્લભના જમા કરીને.

ખા. પા. ૧

**૩૦) શા. નથુ લાલજીને ખા. ઉ.**

૩૦) કમળાબેન તરફથી આવેલો ચેક તમને આપ્યો, તે તેના જમા કરીને.

ખા. પા. ૧

૮૦)

**૯૩)= સિલક રોજ આવતા સારૂ**

૧૭૩)=

---

* ચેક અને હુંડીની વિસ્તૃત સમજ બીજા ભાગમાં આવશે. અહીં માત્ર સહેજ ખ્યાલ આપવાનો છે.

## નિયમો

( ૭૧ ) *ચેક કે હુંડીના પૈસા, તે જે માણસના તરફથી આવે તેને ખાતે જમા થાય અને જે માણસને આપવા કે મોકલવામાં આવે તેને ખાતે ઉધાર થાય.

( ૭૨ ) એવે વખતે ચેક કે હુંડી ઉધાર ખરીદવામાં આવે, તો જે માસણની પાસેથી ખરીદવામાં આવે તેને ખાતે જમા થાય.

---

## મનોયત્ન ૧૮

( ૧ ) આપણે અમદાવાદ ઠક્કર લક્ષ્મીદાસ ભીમજીને રૂ. ૫૦) મોકલવા હતા. તેથી અત્રેથી રતનશી પુરુષોત્તમ અનડા પાસેથી અમદાવાદના ડાહ્યાભાઈ તુળસીદાસ ભોજાણી પરની ચિટ્ઠી, ઉધાર લખાવીને ઠક્કર લક્ષ્મીદાસ ભીમજીને મોકલી.

( ૨ ) ભાવનગરના શેઠ ભગવાનદાસ દેવશીભાઇએ રૂ. ૧૦૦) નો ઇમ્પિરિઅલ બેંકનો ચેક નંબર ૪૬૮ નો મોકલ્યો. આપણે તે ચેક રતનશી પુરુષોત્તમ અનડાને આપ્યો.

( ૩ ) આરસ્ટોડિઆ મીલના આપણા શેરના નફાનો ચેક રૂ. ૧૦)નો આવ્યો, તે ઈંડિયા બેંકના આપણા ખાતામાં જમા કરાવ્યો.

---

* લોકોને જ્યારે બહારગામ પૈસા મોકલવા હોય ત્યારે ઘણુંકરીને મ. ઓ. કરવામાં આવે છે. તેનો ખર્ચ સેંકડે ૧ રૂ. આવે છે; પણ ઘણી વાર લોકો મ. ઓ. કરવાને બદલે ચિઠ્ઠી લખાવીને મોકલે છે. આમાં એક ગામનો માણસ બીજા ગામના માણસ પર ચિઠ્ઠી આપે છે, કે આ માણસને અમુક રૂપીઆ આપજો. આ ચિઠ્ઠીથી પેલા માણસને પૈસા મળી જાય છે. આમાં કશો ખર્ચ થતો નથી અથવા બહુ ઓછો થાય છે.

જ્યારે બેંકો આવી છાપેલી ચિઠ્ઠીઓ આપે છે ત્યારે તે ચેક કહેવાય છે. તેમાં પણ કશો ખર્ચ થતો નથી કે નજીવો થાય છે. આમ હોવાથી ખર્ચનો બચાવ કરવા ઇચ્છનારા માણસો મ. ઓ. કરવાને બદલે ચેક કે ચિઠ્ઠી મોકલે છે. શિક્ષકે ચેકનો નમુનો બતાવવો.

# પ્રકરણ ત્રીજું–( વિવિધની રીત )

(૧) રૂ. ૧–૭–૦ નો ગોળ શેર ૧૦, રૂ. ૦–૧–૦નું કવર, અને રૂ. ૦–૩–૦ ના કાગળ ઘા ૧ લીધા. (૨) રૂ. ૦–૭–૦ કમળાબેન શવજીની વતી હરિબેન ગંગારામે આપ્યા. (૩) પાણીવાળી સલુ રૂપાને રૂ. ૨–૮–૦ રોકડા આપ્યા. (૪) રબારી મેપા દેવાને ઘરમાંથી રૂ. ૦–૩–૦ નો ગોળ શેર ૧ તથા રૂ. ૪–૮–૦ રોકડા આપ્યા.

## રો. પા. ૧૯

સંવત ૧૯૮૪ ના માગશર વદ ૦)) શુક્રવાર, તા. ૨૩ – ૧૨ – ૨૭

**જ**

**૯૩–૨–૦ સિલક રોજ ગુદસ્તની**

**૦–૭–૦ કમળા બેન શવજીને ખાતે જમા**

૦–૭–૦ તમારી વતી હરિ બેન ગંગારામે આપ્યા તે.

ખા. પા. ૧

**૦–૩–૦ શ્રીખોરાકીખર્ચખાતે જ.**

૦–૩–૦ ગોળ શેર એક, રબારી મેપા દેવાને ઘરમાંથી દીધો, તે તેને ખાતે ઉધાર્યાને.

ખા. પા. ૩

૯૩–૧૨–૦

**ઉ**

**૧–૭–૦ શ્રીખોરાકી ખર્ચખાતે ઉ.**

૧–૭–૦ ગોળ શે. ૧૦ લીધો.

ખા. પા. ૩

**૦–૪–૦ શ્રીપરચુરણખર્ચખાતે ઉ.**

૦–૧–૦ કવર લીધું.

૦–૩–૦ કાગળ ઘા ૧ લીધા.

૦–૪–૦ ખા. પા. ૩

**૨–૮–૦ બાઇ સલુ રૂપાને ખા. ઉ.**

૨–૮–૦ રોકડા આપ્યા તે.

ખા. પા. ૬

**૪-૧૧-૦ રબારી મેપા દેવાને ખાતે ઉધાર**

૦–૩–૦ ગોળ શેર ૧ આપ્યો.

૪–૮–૦ રોકડા આપ્યા.

૪-૧૧-૦ ખા. પા. ૬

૮-૧૪-૦

**૮૪-૧૪-૦ સિલક રોજ આવતાસારૂ**

૯૩–૧૨–૦

## નિયમ*

( ૭૩ ) વિવિધની રીતે નામું માંડવું હોય તો બધું આણપાણની રીતે જ જમાઉધાર થાય છે. ફેર ફક્ત એટલો જ છે, કે તેમાં રકમો આણપાણમાં લખવાને બદલે રૂપીઆ, આના, અને પાઇમાં લખાય છે. અંગ્રેજી પેઢીઓ તેમજ બેંકોમાં આંકડા વિવિધની રીતે લખાય છે.

---

## મનોયત્ન ૧૯

( ૧ ) ઘી શેર ૫, દર રૂ. ૩૨-૪-૦ નું મણને ભાવે બજારમાંથી રોકડે લીધું.

( ૨ ) ઘરને માટે ભેંસ લાવવા નોકરને ગામડે મોકલ્યો. તે રૂ.૮૨-૦-૦ની ભેંસ લાવ્યો. તેને રસ્તાનો ખર્ચ રૂ. ૧-૭-૬ થયો.

( ૩ ) ઇંડિયા બેંકના આપણા ખાતામાંથી રૂ. ૧૦૦-૦-૦ ઉપાડ્યા.

( ૪ ) કામવાળી બાઈ સલુ રૂપાને તેના કામ પેટે રૂ. ૧-૦-૦ અગાઉથી આપ્યો.

( ૫ ) છોકરાંના મામા આવેલા હતા, તે બંને છોકરાને દરેકને એકેક રૂપીઓ આપી ગયા.

( ૬ ) આપણી છબી પડાવી તેના છબી પાડનારને રૂ. ૨-૪-૦ આપ્યા.

( ૭ ) શેઠ ભગવાનદાસ દેવશીભાઇને મ. ઓ. થી રૂ. ૧૦-૦-૦ મોકલ્યા. મ. ઓ. ખર્ચ રૂ. ૦-૨-૦ થયો.

( ૮ ) સરસ્વતીચંદ્રની ચોપડી મંગાવી તેનું વી.પી. રૂ.૧-૧૪-૦નું આવ્યું.

( ૯ ) ઘઉં મણ ૩, દર રૂ. ૩-૧૦-૦ લેખે કેશવજી પ્રેમજીને ત્યાંથી મંગાવ્યા. તે પેટે રૂ. ૧૦-૦-૦ રોકડા આપ્યા. મજુરને ૦-૨-૬ આપ્યા.

(૧૦) ઢોર સારૂ રૂ. ૧૬-૯-૦ નું ઘાસ પુળા ૨૦૦) લીધું.

---

* વદની પંદરમી તિથિને "વદ ૦))" આમ લખવાનો ચાલ છે.

# પ્રકરણ ચોથું-બેઠોમેળ

(૧) ગયા માસની સિલક રૂ. ૮૪।।।ꠏ હતી.

(૨) માગશર માસનો પગાર રૂ. ૪૫) આવ્યો, સુદ ૨

(૩) દુકાન ને ઘરના માગશર માસના ભાડાના રૂ. ૧૦) આવ્યા, સુદ ૪

(૪) ૪ રૂ. નું ઘી શેર ૫, ૨ રૂ. નું તેલ શે. ૬, રૂ. ૧। નો ચાનો ડબો, રૂ. ૧।। ની ખાંડ શેર ૧૦, અને રૂ. ૮)ના ચોખા મણ ૨ લીધા. સુદ ૭

(૫) અશોક મીલના બે શેરનો નફો રૂ. ૧૪) આવ્યો તથા ઇંડિયા બેંકના આપણા ખાતાના વ્યાજના રૂ. ૩। નીકળ્યા, સુદ ૧૧

(૬) ચિ. રમણિક તથા છોટાલાલની જાન્યુઆરી માસની ફીના રૂ. ૨।।। આપ્યા, સુદ ૧૩

(૭) છોકરા માટે અમદાવાદથી રૂ ૩) નું ક્રિકેટબેટ આણ્યું પણ તે પાડોશી જયન્તીલાલ રણછોડને ગમતાં રૂ. ૫) આપીને લઈ ગયા, વદ ૩

(૮) નિશાળમાં લાણી કરવા જર્મનસિલ્વરના ચમચા ડઝન ૪, રૂ. ૨। ને ભાવે મંગાવ્યા હતા. તેમાંથી ૫ ચમચા વધ્યા, તે પાછા આપીને પૈસા ચુકવ્યા, વદ ૭

(૯) ગોળનું માટલું તોલમાં મ. ૧।।। ૪ શે., તેનાંથો બારદાન શે. ૧૧।। જતાં નક્કી મણ ૧।। ૨।। શેરનું, દર રૂ. ૫।। લેખે રોકડેથી આણ્યું, વદ ૧૧।।

(૧૦) ઉપરના માટલામાંથી અર્ધું, નટવર લાલજીને રોકડેથી આપ્યું, વદ ૧૩

(૧૧) પાણીવાળી સલુને પાણીના રૂ. ૨। તથા કાછીઆ જીવાને શાકના હિસાબના રૂ. ૨। રોકડા આપ્યા, વદ ૦))

(૧૨) સોની શંભુ કેશવના ખાતાનો હિસાબ કરતાં તેણે મુદ્દલ રૂ. ૩૫) અને વ્યાજના રૂ. ૦।ꠏ થયા, તે આપી હિસાબ ચુકતે કર્યો, વદ ૦))

## શે. પા. ૨૦

### સંવત ૧૯૮૪ના પોષ માસનો બેઠામેળ, તા. ૨૪–૧૨–૨૭થી ૨૨–૧–૨૮

જ | ઉ

૮૪ાા= સિલક માસ ગુદસ્તની

૪૫) **શ્રી ઉપજખાતે જમા,** સુદ ૨

૪૫) માગશર માસનો પગાર આવ્યો તેના.

ખા. પા. ૨

૧૦) **શ્રીસ્થાવર મિલકત ઉપજ ખાતે જમા,** સુદ ૪

૧૦) દુકાન તથા ઘરના માગશર માસના ભાડાના આવ્યા તેના.

ખા. પા. ૨

૧૭ **શ્રી વ્યાજખાતે જમા,** સુદ ૧૧

૧૪) અશોકમીલના શેરનો નફો.

૩ા ઇંડિયા બેંકમાંના આપણા પૈસાનું વ્યાજ, તે બેંક ખાતે ઉધારીને.

૧૭ ખા. પા. ૨

૨) **શ્રીવટાવ ખાતે જમા,** વદ ૩

૨) અમદાવાદથી રૂ. ૩) નું આણેલું બેટ પાડોશી જયંતીલાલને રૂ. ૫) માં આપ્યું તેના વટાવના.

ખા. પા. ૨

૪ાગાા **શ્રી ખોરાકી ખર્ચ ખાતે જમા,** વદ ૧૩

૪ાગાા ગોળનું અર્ધું માટલું નટવર લાલજીને રોકડે આપ્યું તેના.

ખા. પા. ૩

૧૬ાા **શ્રી ખોરાકી ખર્ચ ખાતે ઉધાર,** સુદ ૭

૪) ઘી શેર ૫ લીધું.

૨) તેલ શેર ૬ લીધું.

૧ા ચાનો ડબો લીધો.

૧ાા ખાંડ શેર ૧૦ લીધી.

૮) ચોખા મણ ૨ લીધા.

૧૬ાા ખા. પા. ૩

૩ા **શ્રી ઇંડિયા બેંકને ખાતે ઉધાર** સુદ ૧૧

૩ા વ્યાજના નીકળ્યા તે.

ખા. પા. ૫

૨ાા **શ્રી બાળકેળવણીખર્ચખાતે ઉધાર,** સુદ ૧૩

૨ાા છોકરાની ફી આપી તેના.

ખા. પા. ૩

૮)– **શ્રીધર્માદા ખર્ચ ખા.ઉ.,** વદ ૭

૮ – નિશાળમાં ૪૩ ચમચાની લાણી કરી તેના, દર રૂ. ૦)=

ખા. પા. ૪

૮ા–ાા **શ્રી ખોરાકી ખર્ચ ખાતે ઉધાર,** વદ ૧૦ાા

૮ા–ાા ગોળનું માટલું મ. ૧ાા૪ તેમાંથી બારદાન શે. ૧૧ાા જતાં નક્કી મણ ૧ાા રાા શે., દર રૂ. પાા લેખે લીધું તેના.

ખા. પા. ૩

૨ા **શ્રી ખોરાકી ખર્ચ ખાતે ઉધાર,** વદ ૦))

૨ા શાકના હિસાબના કાછીઆ જીવાને રોકડા.

ખા. પા. ૩

**૦ાા૰ શ્રી વ્યાજખાતે જ. વદ ૦))**
૦ાા૰ સોની શંભુ કેશવના ખાતાનો હિસાબ કરતાં વ્યાજના થયા, તે તેને ખાતે ઉધારીને.
ખા. પા. ૨

**૩પાા૰ સોની શંભુ કેશવને ખાતે જમા, વદ ૦))**
૩પાા૰ રોકડા આપ્યા તે.
ખા. પા. ૧

---

૧૯ાા૰

**રાા શ્રી પરચુરણ ખર્ચ ખાતે ઉધાર, વદ ૦))**
રાા પાણીના, બાઈ સજુને રોકડા આપ્યા તે.
ખા. પા. ૩

**૦ાા૰ સોની શંભુ કેશવને ખાતે ઉધાર, વદ ૦))**
૦ાા૰ વ્યાજના નીકળ્યા તે.
ખા. પા. ૧

---

૪૪ાાા૦ાાા

**૧૫૪ાા૰ાા સિલક માસ આવતા સારૂ**
૧૫૦) દસદરાની નોટ ૧૫
૪ાા૰ાા રોકડા

---

૧૫૪ાાા૰ાા

---

૧૯૯ાા૰

## નિયમો

(૭૪) રોજને રોજ મેળ બંધ કરીને સિલક કાઢવાને બદલે અમુક દિવસે તેમ કરવામાં આવે છે, તેને બેઠોમેળ કહે છે. જો દર અઠવાડિએ એવું કરવામાં આવે તો અઠવાડિક મેળ અને દર માસે કરવામાં આવે તો માસિક મેળ કહેવાય.

(૭૫) બેઠામેળમાં "સિલક રોજ ગુદસ્તની" એમ લખવાને બદલે "સિલક માસ ગુદસ્તની" એમ લખાય.

(૭૬) બેઠામેળમાં રોજમેળની માફક જ જમાઉધાર થાય છે. ફેર ફક્ત એટલો જ છે, કે જમાઉધાર સાથે તિથિ લખાય.

(૭૭) બેઠામેળમાં મથાળે, તિથિ લખવાને બદલે જેટલી મુદતનો કે જે માસનો મેળ હોય તે લખાય.

(૭૮) બેઠોમેળ બંધ કરતાં "સિલક રોજ આવતા સારૂ" એમ લખવાને બદલે "સિલક માસ આવતા સારૂ" એમ લખાય.

## મનોયત્ન ૨૦

નીચેની રકમો ઉપરથી ગયા માસનો એઠોમેળ તૈયાર કરો. અને તે પરથી ખાતાવહી બનાવો.

(૧) ઘરમાં વાપરવા સારૂ રૂ. ૪।।। ની તુવેરની દાળ મણ ૧, રૂ. ૦।। નો ગોળ શેર ૪, રૂ. ૦। નું શાક, અને રૂ. ૦)≈ નાં પોસ્ટકાર્ડ લીધાં, સુદ ૪

(૨) કોટ કરાવવા કાપડ વાર ૧૦, દર રૂ. ૦।।।⌐ ને ભાવે કાપડિયા મનસુખ દેવચંદનું લીધું. તેને રૂ. ૫) રોકડા આપ્યા અને બાકીના પગાર આવેથી આપવાનું કહ્યું, સુદ ૯

(૩) કોટ નંગ ત્રણ તૈયાર કરાવ્યા. તેની સિલાઇના રૂ. ૩।। દરજીને આપ્યા, તથા બટનનો રૂ. ૦। આપ્યો, સુદ ૧૩

(૪) ગયા માસના પગારના રૂ. ૪૫) આવ્યા, તેમજ દુકાનના ભાડાના રૂ. ૧૦) આવ્યા, સુદ ૧૫

(૫) કાપડિયા મનસુખ દેવચંદને બાકીના રૂ. ૩)≈ આપ્યા, વદ ૧

(૬) કામવાળી બાઈ સલુનો કામનો માસ પુરો થતાં રૂ. ૨।। પગારના ચુકવ્યા. અગાઉ આપેલો રૂ. ૧) વાળી લીધો, વદ ૭

(૭) ચિ. રમણિક પહેલે નંબરે પાસ થવાથી તેને ૨ રૂ. રોકડા ઇનામ મળ્યું, વદ ૧૧।।

(૮) પાપડ તૈયાર કરાવીને રજીસ્ટર પોસ્ટ પાર્સલથી ભાઇને મોકલ્યા, વજન ૧।। શેર હતું, તેથી ખર્ચ રૂ. ૦।। થયો, વદ ૧૩

(૯) ઘરમાંની જુની ચોપડીઓ બેનના છોકરાને બુકપોસ્ટથી મોકલી. વજન ૦।।। શેર હતું તેથી ખર્ચ રૂ. ૦)≋ થયો, વદ ૧૪

(૧૦) ઘરમાં દૂધ, શાક, ગ્યાસતેલ, કાઠી, વગેરે ખર્ચના રૂ. ૪।।≈ થયા તે આપ્યા, વદ ૦))

# પ્રકરણ પાંચમું—ખાતાવહી, ૧૯૮૪

## સાંકળીઉં

| અક્ષર. | ખાતાનું નામ. | ખા. પા. | અક્ષર. | ખાતાનું નામ. | ખા. પા. |
|---|---|---|---|---|---|
| ઇ. | ઇંડિયાબેંક ... ... ... | ૫ | પ. | શ્રી પોસ્ટલ કેશસર્ટિફિકેટ | ૬ |
| ઉ. | શ્રી ઉપજ ... ... ... | ૨ | બ. | શ્રી બાળકેળવણી ખર્ચ... | ૩ |
| ક. | કમળાબેન શિવજી ... | ૧ | મ. | રબારી મેવા દેવા ... | ૬ |
| | શ્રી કાપડ ખર્ચ... ... | ૪ | ર. | રમણિકલાલ રતનશી ... | ૧ |
| ખ. | શ્રી ખોરાકી ખર્ચ ... | ૩ | લ. | શ્રી લગ્નખર્ચ ... ... | ૪ |
| ચ. | શ્રીચાંલ્લો ... ... ... | ૫ | વ. | શ્રી વટાવ ... ... ... | ૨ |
| જ. | શ્રી જાનવર... ... ... | ૫ | | શ્રી વીમાખર્ચ ... ... | ૪ |
| ત. | પટેલ તેજા વાલા ... | ૬ | | શ્રી વ્યાજ ... ... ... | ૨ |
| દ. | કણિયા દોલત કેશવ... | ૬ | શ. | સોની શંભુ કેશવ ... | ૧ |
| | શ્રી દાગીના ખર્ચ ... | ૫ | | શ્રી શેર ... ... ... | ૫ |
| ધ. | શ્રી ધર્માદા ખર્ચ... ... | ૪ | સ. | શ્રી સરસામાન ખર્ચ ... | ૪ |
| ન. | શા. નથુ લાલજી ... | ૧ | | બાઈ સલુ રૂપા ... ... | ૬ |
| પ. | શ્રી પરચુરણ ઉપજ ... | ૨ | | શ્રી સિલકની વધઘટ ... | ૫ |
| | શ્રી પરચુરણ ખર્ચ ... | ૩ | | શ્રી સ્થાવર મિલ્કત ... | ૫ |
| | શ્રી પુસ્તકાલય ખર્ચ ... | ૪ | | શ્રીસ્થાવર મિલ્કત ઉપજ, | ૨ |
| | શ્રી પોસ્ટલ સેવિંગ્સ બેંક, | ૧ | હ. | કાપડિયા હરિ વલ્લભ ... | ૬ |

---

( ૭૯ ) **સાંકળીઉં તૈયાર કરવાની રીત**—દરેક ખાતાના નામનો પહેલો અક્ષર મૂળાક્ષરના ક્રમ પ્રમાણે જે જગાએ આવે ત્યાં લખીને સામે ખાતાવહી પાનું નોંધવું. આથી ખાતાવહીમાં એ ખાતું કયે પાને છે તે શોધી કાઢવું સરલ પડે છે.

**ટીપ**—ગોઠવણ કરતાં, નામને આરંભે અટક, જાત, ધંધો કે શ્રી હોય તે બાબત લક્ષમાં ન લેતાં માત્ર નામનો જ પહેલો અક્ષર જોવો.

## ખા. પા. ૧૧

### રમણિકલાલ રતનશી અનડાનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫૧૫) રો. પા. ૧, કારતક સુદ ૨ | |

### સોની શંભુ કેશવનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૧૧૦) રો. પા. ૪, કારતક સુદ ૧૧ | ૧૧૦) રો. પા. ૧, કારતક સુદ ૨ |
| ૧૫) રો. પા. ૧૩, માગશર વદ ૫ | ૫૦) રો. પા. ૧૮, માગશર વદ ૧૪ |
| ૩૫ાા= રો. પા. ૨૦, પોષ વદ ૦)) | ાા= રો. પા. ૨૦, પોષ વદ ૦)) |
| ૧૬૦ાા= | ૧૬૦ાા= |

### શા. નથુ લાલજીનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫) રો. પા. ૧, કારતક સુદ ૨ | ૨) રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ |
| ૧૦) રો. પા. ૧૩, માગશર વદ ૫ | ૯) રો. પા. ૧૩, માગશર વદ ૫ |
| ૫) રો. પા. ૧૫, માગશર વદ ૧૧ | ૩૦) રો. પા. ૧૮, માગશર વદ ૧૪ |
| ૨૦ | ૪૧) |

### કમળાબેન શવજીનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫) રો. પા. ૧, કારતક સુદ ૨ | ૧૦) રો. પા. ૧૩, માગશર વદ ૫ |
| ૫) રો. પા. ૪, કારતક સુદ ૧૧ | ૫) રો. પા. ૧૫, માગશર વદ ૧૧ |
| ૩૦) રો. પા. ૧૮, માગશર વદ ૧૪ | ૧૫) |
| ૦ા≡ રો. પા. ૧૯, માગશર વદ ૦)) | |
| ૪૦ા≡ | |

### શ્રીપોસ્ટલ સેવિંગ્સ બેંક ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) રો. પા. ૪, કારતક સુદ ૧૧ | ૪૦૦) રો. પા. ૧, કારતક સુદ ૨ |
| ૩૦૦) રો. પા. ૮, માગશર સુદ ૮ | ૯ાા= રો. પા. ૧૨, માગશર વદ ૨ |
| ૪૦૦) | ૪૦૯ાા= |

## ખા. પા. ૨

### શ્રી ઉપજખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૪૫) રો. પા. ૨, કારતક સુદ ૩ | |
| ૪૫) રો. પા. ૯, માગશર સુદ ૧૧ | |
| ૪૫) રો. પા. ૨૦, પોષ સુદ ૨ | |
| ૧૩૫) | |

### શ્રી પરચુરણ ઉપજ ખાતું સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫) રો. પા. ૨, કારતક સુદ ૩ | |
| ૧૦) રો. પા. ૫, કારતક વદ ૯ | |
| ૧૫) | |

### શ્રી વ્યાજખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૯॥= રો. પા. ૧૨, માગશર વદ ૨ | |
| ૨૨॥ રો. પા. ૧૪, માગશર વદ ૭ | |
| ૧॥ રો. પા. ૧૭, માગશર વદ ૧૩ | |
| ૧૭ા રો. પા. ૨૦, પોષ સુદ ૧૧ | |
| ૦॥=ા રો. પા. ૨૦, પોષ વદ ૦)) | |
| ૫૧॥૦ા | |

### શ્રીસ્થાવર મિલ્કત ઉપજ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૯૫) રો. પા. ૩, કારતક સુદ ૪ | ૩૩) રો. પા. ૯, માગશર સુદ ૧૧ |
| ૧૦) રો. પા. ૯, માગશર સુદ ૧૧ | |
| ૧૦) રો. પા. ૨૦, પોષ વદ ૩ | |
| ૧૧૫) | |

### શ્રી વટાવ ( હાંસલખોટ ) ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૧) રો. પા. ૫, કારતક વદ ૯ | ૧॥= રો. પા. ૫, કારતક વદ ૯ |
| ૦)= રો. પા. ૧૭, માગશર વદ ૧૩ | |
| ૨) રો. પા. ૨૦, પોષ વદ ૩ | |
| ૩)= | |

## ખા॰ પા॰ ૩

## શ્રીઓરાકી ખર્ચખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૦।≡ રો. પા. ૧૯, માગશર વદ ૦)) | ૭) રો. પા ૨, કારતક સુદ ૩ |
| ૪।૦।।। રો. પા. ૨૦, પોષ વદ ૧૩ | ૨૨।। રો. પા. ૧૦, માગશર સુદ ૧૩ |
| ૪।≡।। | ૪) રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ |
| | ૪।।≡ રો. પા. ૧૨, માગશર વદ ૨ |
| | ૭।। રો. પા. ૧૪, માગશર વદ ૭ |
| | ૧।≡ રો. પા. ૧૯, માગશર વદ ૦)) |
| | ૧૬।।। રો. પા. ૨૦, પોષ સુદ ૭ |
| | ૮।।–।। રો. પા. ૨૦, પોષ વદ ૧૧।। |
| | ૨। રો. પા. ૨૦, પોષ વદ ૦)) |
| | ૭૪।≡।। |

## શ્રી પરચુરણ ખર્ચ ખાતું સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૦।≡ રો. પા. ૭, માગશર સુદ ૫ | ૧૭।≡ રો. પા. ૪, કારતક સુદ ૧૧ |
| ૧૦) રો. પા. ૧૬, માગશર વદ ૧૧।। | ૨૫) રો. પા. ૬, માગશર સુદ ૨ |
| ૧૦।≡ | ૧૨) રો. પા. ૭, માગશર સુદ ૫ |
| | ૨૩) રો. પા. ૯, માગશર સુદ ૧૧ |
| | ૨।। રો. પા. ૧૨, માગશર વદ ૨ |
| | ૦।।। રો. પા. ૧૬, માગશર વદ ૧૧।। |
| | ૦। રો. પા. ૧૯, માગશર વદ ૦)) |
| | ૨।। રો. પા. ૨૦, પોષ વદ ૦)) |
| | ૮૩।≡ |

## શ્રી બાળકેળવણી ખર્ચખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૨।। રો. પા. ૨, કારતક સુદ ૩ |
| | ૨) રો. પા. ૧૫, માગશર વદ ૧૧ |
| | ૨।।। રો. પા. ૧૭, માગશર વદ ૧૩ |
| | ૨।।। રો. પા. ૨૦, પોષ સુદ ૧૩ |
| | ૧૦) |

### ખા. પા. ૪

### શ્રી સરસામાન ખર્ચખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૪) રો. પા. ૧૦, માગશર સુદ ૧૩ | ૬) રો. પા. ૩, કારતક સુદ ૪ |
| ૨) રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ | ૧૦) રો. પા. ૧૬, માગશર વદ ૧૧ાા |
| ૭) રો. પા. ૧૬, માગશર વદ ૧૧ાા | ૧૬) |
| ૧૩) | |

### શ્રી કાપડ ખર્ચખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૧ાા રો. પા. ૭, માગશર સુદ ૫ | ૩ાા રો. પા. ૪, કારતક સુદ ૧૧ |
| | ૩ાા≈ રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ |
| | ૪) રો. પા. ૧૬, માગશર વદ ૧૧ાા |
| | ૧૧ાા≈ |

### શ્રી ધર્માદા ખર્ચ ખાતુ, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૨) રો. પા. ૩, કારતક સુદ ૪ |
| | ૮)- રો. પા. ૨૦, પોષ વદ ૭ |
| | ૧૦)- |

### શ્રી વીમા ખર્ચખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૧૦ા≈ રો. પા. ૫, કારતક વદ ૯ |

### શ્રી પુસ્તકાલય ખર્ચ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૧ાા રો. પા. ૭, માગશર સુદ ૫ | ૯) રો પા. ૫, કારતક વદ ૯ |

### બેન કાન્તાના લગ્નખર્ચ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૭૫) રો. પા. ૬, માગશર સુદ ૨ | ૨૯૫) રો. પા. ૬, માગશર સુદ ૨ |
| ૨૭) રો. પા. ૯, માગશર સુદ ૧૧ | |
| ૧૦૨) | |

## ખા. પા. ૫

### શ્રી સિલક વધઘટ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૨) રો. પા. ૧૫, માગશર વદ ૧૧ | ૨) રો. પા. ૧૦, માગશર સુદ ૧૩ |

### શ્રી ચાંલ્લા ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫૦) રો. પા. ૬, માગશર સુદ ૨ | ૫) રો. પા. ૬, માગશર સુદ ૨ |
| | ૧૨॥ રો. પા. ૭, માગશર સુદ ૫ |
| | ૧૭॥ |

### શ્રી દાગીના ખર્ચ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૧૫) રો. પા. ૭, માગશર સુદ ૫ |

### શ્રી ઇંડિયા બેંકનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૩। રો. પા. ૨૦, પોષ સુદ ૧૧ |

### શ્રી જાનવર ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૫૦) રો. પા. ૮, માગશર સુદ ૮ | ૧૦૫) રો. પા. ૮, માગશર સુદ ૮ |
| ૧૫) રો. પા. ૧૪, માગશર વદ ૭ | |
| ૬૫) | |

### શ્રી શેર ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૨૭૪) રો. પા. ૧૦, માગશર સુદ ૧૩ | ૨૦૬) રો. પા. ૧૦, માગશર સુદ ૧૩ |

### શ્રી સ્થાવર મિલકત ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૭૪) રો. પા. ૮, માગશર સુદ ૮ | ૨૧૭) રો. પા. ૮, માગશર સુદ ૮ |

## ખા. પા. ૬

### શ્રી પોસ્ટલ કેશ સર્ટિફિકેટ ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| | ૧૦૦) રો. પા. ૧૪, માગશર વદ ૭ |

### પટેલ તેજા વાલાનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૮૧॥ રો. પા. ૧૭, માગશર વદ ૧૩ | ૭૫) રો. પા. ૮, માગશર સુદ ૮ |
| | ૫) રો. પા. ૧૪, માગશર વદ ૭ |
| | ૧॥ રો. પા. ૧૭, માગશર વદ ૧૩ |
| | ૮૧॥ |

### કાપડિયા હરિ વલ્લભનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૩॥≡ રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ | ૩॥≡ રો. પા. ૧૭, માગશર વદ ૧૩ |
| ૫૦) રો. પા. ૧૮, માગશર વદ ૧૪ | |
| ૫૩॥≡ | |

### કણિયા દોલત કેશવનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૪ રો. પા. ૧૧, માગશર સુદ ૧૫ | ૨) રો. પા. ૪, કારતક સુદ ૧૧ |
| ૯) રો. પા. ૧૩, માગશર વદ ૫ | ૧૫) રો. પા. ૧૩, માગશર વદ ૫ |
| ૨) રો. પા. ૧૪, માગશર વદ ૭ | ૧૭) |
| ૧૫) | |

### રબારી મેપા દેવાનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૪॥≡ રો. પા. ૧૨, માગશર વદ ૨ | ૪॥≡ રો. પા. ૧૯, માગશર વદ ૦)) |

### ભાઈ સલુ રૂપાનું ખાતું, સંવત ૧૯૮૪

| જ | ઉ |
|---|---|
| ૨॥ રો. પા. ૧૨, માગશર વદ ૨ | ૨॥ રો. પા. ૧૯, માગશર વદ ૦)) |

## ખા. પા. ૭

# સરવૈયું*

**સંવત ૧૯૮૪ ના કારતક સુદ ૨ થી પોષ વદ ૦)) સુધીનું**

ખાતાવહીમાં દરેક ખાતે બાકી રકમો.

જ

૫૧૫) રમણિકલાલ રતનશી, ખા.પા.૧
૨૫ા≡ કમળાબેન શવજી, ખા. પા. ૧
૧૩૫) શ્રી ઉપજ, ખા. પા. ૨
૧૫) શ્રી પરચુરણ ઉપજ, ખા. પા. ૨
૫૧ાા૦ા શ્રી વ્યાજ, ખા. પા. ૨
૮૨) શ્રીસ્થાવર મિલ્કત ઉપજ, ખા.પા.૨
૧ાા શ્રી વટાવ, ખા. પા. ૨
૩૨ાા શ્રી ચાંલ્લો, ખા. પા. ૨
૫૦) કાપડિયા હરિ વલ્લભ, ખા.પા.૬

૯૦૭ાા≡ા

ઉ

૨૧) શા. નથુ લાલજી, ખા. પા. ૧
૯ાા– શ્રીપોસ્ટલ સેવિંગ્સ બેંક, ખા.પા.૧
૬૯ાા≡ાા શ્રીખોરાકી ખર્ચ, ખા.પા.૩
૭૩) શ્રી પરચુરણ ખર્ચ, ખા. પા. ૩
૧૦) શ્રીબાળકેળવણી ખર્ચ, ખા. પા. ૩
૩) શ્રીસરસામાન ખર્ચ, ખા. પા. ૪
૧૦)≡ શ્રી કાપડ ખર્ચ, ખા. પા. ૪
૧૦)– શ્રી ધર્માદા ખર્ચ, ખા. પા. ૪
૧૦ા≡ શ્રી વીમા ખર્ચ, ખા. પા. ૪
૭ાા શ્રીપુસ્તકાલય ખર્ચ, ખા. પા. ૪
૧૯૩) શ્રી લગ્ન ખર્ચ, ખા. પા. ૪
૧૫) શ્રી દાગીના ખર્ચ ખા. પા. ૫
૩ા શ્રી ઈંડિયા બેંક, ખા. પા. ૫
૪૦) શ્રી જાનવર, ખા. પા. ૫
૩૨) શ્રી શેર, ખા. પા. ૫
૧૪૩) શ્રી સ્થાવર મિલ્કત, ખા. પા. ૫
૧૦૦) શ્રીપોસ્ટલ કેશ સર્ટિફિકેટ, ખા.પા.૬
૨) કણિયા દોલત કેશવ, ખા. પા. ૬

૭૫૩) ૦ાા
૧૫૪ાા≡ાા સિલક પોષ વદ ૦))

૯૦૭ાા≡ા

* દેવાલેણાની તારીજ કરવામાં આવે છે તેને સરવૈયું કહે છે.

**(૮૦) સરવૈયું તૈયાર કરવાની રીત**—ખાતાવહીના દરેક ખાતાને ક્રમસર લેવું અને તેના જમાઉધારના આંકડાના સરવાળા કરવા. એ પરથી દરેક ખાતે કઈ તરફ કેટલી રકમ બાકી નીકળે છે તે નક્કી કરવું. ખાતાવહીના છેલ્લા પાના પર જમા ઉધાર કરીને દરેક ખાતામાં જે બાજુએ જેટલી રકમ બાકી નીકળતી હોય તેટલી રકમ તે બાજુએ તે ખાતાની નોંધવી. જે ખાતાં સરભર હોય (બંને બાજુ સરખાં હોય ) તેનું કંઈ નોંધવું નહિ. એમ એકેએક ખાતું આવી જાય એટલે બંને બાજુનો સરવાળો કરવો. ઉધાર તરફના સરવાળામાં આખરના દિવસની સિલક ઉમેરવી. હવે જો બંને બાજુનો સરવાળો સરખો આવે તો નામું ખરૂં સમજવું, પણ જો સરખો ન આવે તો કોઈ ઠેકાણે ભૂલ છે એમ સમજવું.

**(૮૧) ભૂલ શોધવાની રીત**—પ્રથમ ખાતાવહીમાં તપાસી જોવું, કે દરેક ખાતા માટે લીધેલી રકમ બરાબર છે કે નહિ ? તે બરાબર હોય, તો દરેક ખાતાની રકમોનો સરવાળો ફરી તપાસી જોવો. તેમાં પણ ભૂલ ન હોય તો રોજમેળની રોજની સિલકના આંકડા તપાસી જવા. એમ છતાં ભૂલ ન પકડાય, તો દરેકે દરેક રોજમેળના સરવાળા ફરી તપાસવા. તેમ જ એક દિવસની સિલક બીજા દિવસમાં બરાબર નોંધાઈ છે કે નહિ તે પણ જોઈ જવું. આટલું કર્યા છતાં પણ જો ભૂલ ન પકડાય તો પછી સમજવું, કે રોજમેળની કોઈ રકમ ખાતાવહીમાં નોંધાવી રહી ગઈ હશે અથવા ખોટી નોંધાઈ હશે. એ શોધી કાઢવા રોજમેળની દરેકે દરેક રકમ ખાતાવહીમાં આવી છે કે નહિ, તેની ખાતરી કરવા રોજમેળને ખાતાવહી સાથે મેળવવો. આ ક્રિયામાં ભૂલ અવશ્ય પકડાઈ જ જશે.

**(૮૨) સરવૈયાથી લાભ**—સરવૈયું મળી જાય તો જાણવું, કે નામું ખરૂં છે ને તેમાં કશી ભૂલ નથી. વળી એ પરથી અમુક મુદત દરમિઆન જુદે જુદે ખાતે કેટકેટલી આવકજાવક થઈ છે તે પણ જાણી શકાય છે. ઉપરાંત આપણી સ્થિતિ કેવી છે તે પણ માલમ પડી આવે છે.

---

# પ્રકરણ છઠ્ઠું—સાદા ખાતાનું વ્યાજ*

નીચેના ખાતાનું સંવત ૧૯૮૪ ના પોષ વદ ૦)) સુધીનું દર માસે દર સકડે ૧ ટકાની તેરીખે સાદું કે સળંગ વ્યાજ કાઢી બતાવ્યું છે.

**સોની શંભુ કેશવનું ખાતું, સંવત ૧૯૮૪ ખા. પા. ૧ થી**

| જ | ઉ |
|---|---|
| ૧૧૦) કારતક સુદ ૧૧ | ૧૧૦) કારતક સુદ ૨ |
| ૧૫) માગશર વદ ૫ | ૫૦) માગશર વદ ૧૪ |
| ૧૨૫) | ૧૬૦ |
| ૩૫) બાકી લેણા, પોષ વદ ૦)) | |
| ૧૬૦) | |

**વ્યાજ ગણવાનું ખોખું**

| જ | ઉ |
|---|---|
| ૨૮૯॥ રૂ. ૧૧૦, કારતક સુદ ૧૧<br>૨॥ મા. ૪ દિ. | ૩૨૨॥ રૂ. ૧૧૦, કારતક સુદ ૨<br>૨॥ મા. ૧૩ દિ. |
| ૨૦) રૂ. ૧૫, માગશર વદ ૫<br>૧ મા. ૧૦ દિ. | ૫૧॥ રૂ. ૫૦, માગશર વદ ૧૪<br>૧ મા. ૧ દિ. |
| ૩૦૯॥ | ૩૭૪॥ |
| | – ૩૦૯॥ જમાનો સર |
| | ૬૫) બાકી સર |
| | – ૧) અર્ધાદિવસનીકસર |
| | ૬૪) નક્કી સર |
| | ૧ × ૬૪ = ૬૪) દોકડા |
| | = રૂ. ૦॥= વ્યાજ |

**વ્યાજની તારીજ**

| | ઉ |
|---|---|
| | ૩૫) મુદ્દલ બાકી લેણા, પોષ વદ ૦)) |
| | ૦॥= વ્યાજ |
| | ૩૫॥= કુલ બાકી |

---

* વ્યાજની બીજી રીતો સાતમા ધોરણ માટે બીજા ભાગમાં આપી છે.

## વ્યાજ કાઢવાના નિયમો

(૮૩) જે ખાતાનું વ્યાજ કાઢવાનું હોય તે ખાતાની રકમોને ખાતાવહીની ચોપડી પરથી લખી કાઢવી. તેમ કરતાં "રો. પા." લખવાની જરૂર નથી, માત્ર માસ અને તિથિ લખાય.

(૮૪) પછી જમાઉધારનો સરવાળો મૂકી મુદ્દલ બાકી લેણુ કે બાકી દેવા લખાય અને બંને બાજુનો સરવાળો સરખો કરાય.

(૮૫) હવે વ્યાજ ગણવા માટે ખોખું તૈયાર કરાય. તેમ કરતાં રકમોની જગા સરને માટે ખાલી રાખી લીટીની અંદર રકમો માસ અને તિથિ સાથે લખાય, અને પેટામાં "મા. દિ." એમ કરીને ખાલી રખાય.

(૮૬) મુદત ગણતાં જે દિવસે લેવડદેવડ થઈ હોય ત્યાંથી જે દિવસ સુધીનું વ્યાજ ગણવાનું હોય ત્યાંસુધીના માસ અને દિવસ ગણીને પેટામાં "મા. દિ." ની આગળ લખાય.

(૮૭) હવે સર કાઢવામાં આવે,તે એવી રીતે કે રૂપીઆની સંખ્યાને મહીનાની સંખ્યાએ ગુણવા, જે આવે તે સર. દિવસ હોય તો રૂપીઆની સંખ્યાને દિવસની સંખ્યાએ ગુણી ૩૦ વડે ભાગવા. ( સર = રૂપીઆ અને માસની સંખ્યાનો ગુણાકાર.)

(૮૮) પછી બંને તરફ સરનો સરવાળો મૂકવો. જે સરવાળો મોટો હોય તેમાંથી ઓછાને બાદ કરવો. બાકી સર વધે તેનો ૬૦મો ભાગ અર્ધો દિવસની કસર કરી બાદ કરવો.* પછી વધે તેણે દરની સંખ્યાને ગુણવા. જે આવે તે વ્યાજ થયું ગણાય. ( ૧ ટકો એટલે ૧૦૦ રૂપીએ ૧ રૂપીઓ, તેથી ૧ રૂપીએ ૧ દોકડો થાય. એટલે ટકાને સરની સંખ્યાએ ગુણતાં જે આવે તેટલા દોકડા થાય. આનાની તેરીખ કહી હોય તો આનાને સરની સંખ્યાએ ગુણતાં બદામ આવે. કેમકે સેંકડે જેટલા આના, તેટલી બદામ, એક રૂપીએ થાય.)

(૮૯) તારીજ બનાવતાં મુદ્દલ બાકી હોય તે અને જે વ્યાજ નીકળે તે નોંધાય.

---

* ચાંદ્રમાસ ૨૯॥ દિવસનો છે, પણ મુદત ગણતાં ૩૦ દિવસનો ગણાઈ જાય છે, તેથી વેપારી લોકો ૦॥ દિવસની કસર કપાવે છે. ૦॥ દિવસ એટલે માસનો $\frac{1}{60}$, તેથી ૬૦ મો ભાગ બાદ કરાય છે.

## મનોયત્ન ૨૧

**ટીપ**–નીચે આપેલાં ખાતાંઓનું સાદું વ્યાજ શોધો, અને તારીજ કરો.

(૧)

આ ચોપડીમાં ખતાવહી પાને પહેલે આપેલા શા. નથુ લાલજીના ખાતાનું, પોષ વદ ૦)) સુધીનું, દરમાસે દર સેંકડે ૦ાા ટકા લેખે.

(૨)

આસો વદ ૦)) સુધીનું, દર માસે દર સેંકડે ૦ાા ટકા લેખે.

| જ | ઉ |
|---|---|
| ૫૦) કારતક વદ ૪ | ૧૦૦) મહા વદ ૩ |
| ૨૦૦) ફાગણ સુદ ૫ | ૫૦૦) વૈશાખ સુદ ૭ |

(૩)

આસો વદ ૦)) સુધીનું, દર ૬ આનાની તેરીખે. (ચૈત્ર અધિક માસ ગણવો.)

| જ | ઉ |
|---|---|
| ૪૦) જેઠ વદ ૭ | ૬) કારતક સુદ ૯ |
| ૪૭) ભાદરવા વદ ૬ | ૩૪ાા અષાડ વદ ૦)) |
| ૧૩ાા આસો સુદ ૩ | ૧૨) શ્રાવણ સુદ ૧૧ |

(૪)

આસો વદ ૦)) સુધીનું, રામ ૯ લેખે.*

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) કારતક વદ ૧૩ | ૨૦૦) વૈશાખ સુદ ૨ |
| ૫૦) ભાદરવા વદ ૯ | ૩૦૦) શ્રાવણ વદ ૭ |
| | ૧૦૦) આસો સુદ ૧૩ |

* આનાની તેરીખને વેપારી લોકો "રામ" કહે છે.

# પ્રકરણ ૭ મું—હિસાબનાં પત્રકો

## દૂધ, વગેરેનો હિસાબ.

| તારીખ. | દૂધ શેર. | પાણી બેડાં | શાક કીમત. |
|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૦)- |
| ૨ | ૩ | ૫ | ૦)= |
| ૩ | ૧॥ | ૩ | )૦। |
| ૪ | ૨॥ | ૬ | ૦)-॥ |
| ૫ | ૧ | ૫ | ૦)= |
| ૬ | ૦॥। | ૫ | ૦)- |
| ૭ | ૧। | ૪ | ૦)=। |
| કુલ | ૧૨ | ૩૨ | ૦॥= |
| કીં.રૂ. | ૦॥। | ૦। | ૦॥= |

## ઠામવાસણની નોંધ.

| નામ. | હતાં. | લીધાં. | ફૂટયાં. | બાકી. |
|---|---|---|---|---|
| થાળી | ૧૪ | ૫ | ૧ | ૧૮ |
| વાડકા | ૨૦ | ૦ | ૧ | ૧૯ |
| તપેલાં | ૧૦ | ૦ | ૧ | ૯ |
| લોટા | ૮ | ૧ | ૦ | ૯ |
| પવાલાં | ૪ | ૧ | ૦ | ૫ |
| પ્યાલા | ૧૨ | ૦ | ૦ | ૧૨ |
| રકાબી | ૧૨ | ૦ | ૦ | ૧૨ |
| છીબાં | ૧૦ | ૦ | ૦ | ૧૦ |
| ચમચા | ૧૨ | ૩ | ૧ | ૧૪ |
| કુલ | ૧૦૨ | ૧૦ | ૪ | ૧૦૮ |

## ધોબીને આપેલાં કપડાંના હિસાબની નોંધ.

| આપ્યાની તારીખ. | કોટ. | ખમીસ. | પહેરણ. | ધોતીઆં. | સાડી. | હાથરૂમાલ | ટુવાલ. | કબજા. | કુલ. | આવ્યાની તારીખ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦-૧૨-૨૭ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૦ | ૧૦ | |
| | ૦ | ૧ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૦ | ૯ | ૧૭-૧૨-૨૭ |
| ૧૭-૧૨-૨૭ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૪ | ૧ | ૨ | ૧૧ | |
| | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૪ | ૧ | ૨ | ૧૨ | ૨૪-૧૨-૨૭ |

ટીપ—સ્ટોરના હિસાબ માટે જુઓ કુમાર ગણિત ભાગ પહેલો જ.

# પ્રકરણ ૮ મું

## વર્નાક્યુલર ફાઇનલ તેમજ બીજી પરીક્ષાઓમાં પુછાએલા ઘરના હિસાબના પ્રશ્નો

(૧)

નીચેની રકમો પરથી તા. પહેલી નવેંબર ૧૯૨૬નો રોજમેળ લખો.

(૧) રૂ. ૪–૦–૦ સિલક છે.

(૨) રૂ. ૪૦–૦–૦ અકટોબર માસનો પગાર આવ્યો.

(૩) રૂ. ૧૦–૦–૦ સેવિંગ્સ બેંકમાં મૂકયા.

(૪) ૧૨ આને ગજને ભાવે ૫ાા વાર છીંટ વેપારી નાનચંદ કરમચંદને ત્યાંથી ઉધાર આણી.

(૫) સોનાનાં એરિંગ નંગ ૨, તોલો ૧ ને ૬ વાલનાં, રૂ. ૨૫ નાં તોલાને ભાવે લીધાં.

(૨)

નીચેની રકમોનો તા. પહેલી ડીસેંબર ૧૯૨૭ નો રોજમેળ લખો.

(૧) રૂ. ૨૫–૦–૦ સિલક છે.

(૨) રૂ. ૫–૦–૦ સંકટ નિવારણ ફંડમાં ભર્યા.

(૩) રૂ. ૧૨૫–૦–૦ પરિ જમનાદાસ ત્રિભોવનદાસ પાસે લેણા હતા તે આવ્યા.

(૪) રૂ. ૧૦૦–૦–૦ બેંક ઓફ ઇંડિયામાં જમે મૂકયા.

(૫) રૂ. ૧૦–૦–૦ નું ભરતકામ વેચ્યું.

(૬) વોઇલ વાર ૪ાા, વારના રૂ. ૦–૧૪–૦ને ભાવે રોકડેથી વેચાતું લીધું.

(૩)

નીચેની રકમોનું જમાખર્ચ પાડી તા. ૧–૮–૨૮ નો રોજમેળ લખો.

(૧) રૂ. ૩૦–૦–૦ સિલક છે.

(૨) રૂ. ૫–૦–૦ એક સાળુ ઘર માટે આણ્યો.

(૩) રૂ. ૭–૦–૦ બેન ચંચળને ઉછીના આપેલા હતા તે આપી ગયાં.

(૪) ધોબીને કપડાં ધોવડામણ રૂ. ૦–૭–૦ આપ્યા અને રૂ. ૦–૩–૦નું દૂધ શેર ૨ લીધું.

(૫) માહે જુલાઇનો પગાર રૂ. ૭૦–૦–૦ આવ્યો. તેમાંથી રૂ. ૩૦–૦–૦ પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકમાં મૂકયા.
(૬) મજલીન તાકો ૧, વાર ૧૮નો, તે રૂ. ૧૦–૮–૦રોકડા આપીને લીધો.

(૪)

નીચેની રકમો પરથી તા. ૨–૧૦–૨૮ નો રોજમેળ લખો.
(૧) સિલક રૂ. ૪૨।।
(૨) રૂ. ૩૬) પગારના આવ્યા. તેમાંથી રૂ. ૧૫) ટપાલની ચોપડીમાં મૂકયા અને રૂ. ૫) શાકદૂધ માટે હાથખર્ચીના રાખ્યા.×
(૩) રૂ. ૧૦) સ્કોલરશિપના આવ્યા. તેમાંથી રૂ. ૧।। નું ગજના ભાવે, ૧।।। ગજ કાપડ રોકડેથી લીધું.
(૪) ઘરનું ચઢેલું ભાડું રૂ. ૧૫) આપ્યું.+
(૫) अ. રૂપીઆનું ૧ શેરના ભાવે પાા શેર ઘી લીધું.
ब. પાંચ આને ડઝનના ભાવે ૧।।। ડઝન કેળાં ખરીદ્યાં.
क. રૂ. ૦–૨–૬ના ઘાને ભાવે ૩ાા ઘા કાગળ નોટો બાંધવા આણ્યા.

(૫)

નીચેની રકમોનો તા. ૧–૧૦–૨૯ નો મેળ લખો.
(૧) સિલક રૂ. ૪૫–૧૦–૦,સપ્ટેંબર માસનો પગાર રૂ. ૭૫–૦–૦આવ્યો.
(૨) ઘર સારૂ રૂ. ૭–૮–૦ ની એક સાડી અને પોણાત્રણ રૂપીએ રતલના ભાવના ૨ રતલ વોયલના કકડા આણ્યા.
(૩) ચિ. કાન્તા માટે બાર આને તોલાના દરે ૧૪ તોલાના છડા ખરીદ્યા.
(૪) ભાઈ નટવરને મેટ્રિકની અકટોબરની ફીના રૂ. ૫–૪–૦ આપ્યા.
(૫) બ્રહ્મભોજન કરાવ્યું તેના ખર્ચના રૂ. ૨૨–૧૦–૦ થયા.
(૬) ગયા માસના દૂધના રૂ. ૫. શાકના રૂ. ૪, મકાનભાડાના રૂ. ૧૨ આપ્યા અને પરચુરણ ખર્ચમાં રૂ. ૩ વાપર્યાં.

---

× શ્રી ખોરાકી ખર્ચ ખાતે કે શ્રી પરચુરણ ખર્ચ ખાતે નોંધાય.
+ શ્રી ભાડાખર્ચ ખાતે કે શ્રી પરચુરણખર્ચ ખાતે નોંધાય.

(૬)

નીચેની રકમો પરથી આજની તિથિનો રોજમેળ લખો.

(૧) સિલક રૂ. ૨૫૧)

(૨) ચોકસી ઈશ્વર પીતાંબરની દુકાનેથી ૧ તોલો ૪ વાલ સોનું દર રૂ. ૨૧ાા લેખે રોકડેથી લઈ વીંટી કરાવી. રૂ. ૨) મજુરીના સોની ભાઇજીને આપ્યા.

(૩) સહકારિ સોસાયટિની બેંકમાં આપણા રૂ. ૪૦૦) જમા છે. તેના ૭ માસના વ્યાજના રૂ. ૮) આજે આપણી ચોપડીમાં જમે કરી આપ્યા.×

(૪) રૂ. ૮૭ાા પગારના આવ્યા. તે પૈકી રૂ. ૨૩ા ભરી રૂ. ૩૦ નાં પોસ્ટલ કેશસર્ટિફિકેટ લીધાં ને રૂ. ૨૫ સાંકળચંદ ત્રિકમચંદને આપ્યા.

(૫) આપણા ખેતરમાં મણ ૨૮ બાજરી થઈ, તેમાંથી મણ ૮ ઘરમાં રાખી, મણ ૨ ધર્માદામાં આપી અને બાકીની મણ ૧૮, રૂ. ૨ા≈ લેખે શા નાનચંદ પ્રભુદાસને આપી.

(૭)

નીચેની રકમો પરથી આજની તિથિનો મેળ તૈયાર કરો.

(૧) સિલક રૂ. ૨૭૫ા≈

(૨) શા. વનમાળી પાનાચંદને ત્યાંથી નીચે પ્રમાણે માલ ઘર માટે ઉધાર લીધો.

**અ.** ગોળ શેર ૧૫, દર રૂ. ૪ાા નો મણ લેખે.

**બ.** તેલ મણ ૦ાાા, દર રૂ. ૧૪ાા નું મણ લેખે.

(૩) પગી રતુ કાળાને રૂ. ૬૫) ધીરેલા, તેનો આજરોજ હિસાબ કરતાં રૂ. ૭૨ાા નીકળ્યા, તે પેટે તેણે રૂ. ૫૦) રોકડા આપ્યા અને ૯ મણ તુવેર, દર રૂ. ૨ાા લેખે આપી. તુવેર ઘરમાં ખાવા રાખી.

---

× જુઓ નિયમ ૫૭ મો.

## (૮)

**અ. નીચેની રકમો પરથી પહેલી ડીસેંબર ૧૯૨૦ નો મેળ લખો.**

(૧) સિલક રૂ. ૫૭॥।~

(૨) તેલ મણ ૦॥।, દર રૂ. ૧૨ ના ભાવથી ઘાંચી મગનલાલને ત્યાંથી ઉધાર આણ્યું.

(૩) જીરૂં શેર ૨॥, દર શેરના રૂ. ૦-૮-૦ લેખે તથા મેથી શેર ૨, દર રૂ. ૦-૩-૦ લેખે રોકડાં પૈસા આપીને લીધી.

(૪) ચંચળ બેનને માટે સાળુ એક રૂ. ૧૨ નો, શેઠ કપુરચંદ હરખચંદને ત્યાથી ઉધાર લીધો. તથા તે પરની લેસ રૂ. ૨। ની રોકડેથી લીધી.

(૫) ઘઉં મણ ૫, દર રૂ. ૪। લેખે રોકડેથી લીધા.

(૬) ઘાંચી કેવળ મંગળનો ગયા માસનો દૂધનો હિસાબ ચુકવ્યો. દૂધ મણ ૨। થયું, તેના પૈસા રૂ. ૪ લેખે ચુકવ્યા.

(૭) પોસ્ટ બેંકમાં વ્યાજના રૂ. ૮૫ આપણે ખાતે થયા હતા. તે ઉપાડીને તેનું સોનું તોલા ૪, કંઠી કરાવવા લીધું.

**બ.** ઉપરની રકમોની ખાતાવહી તૈયાર કરો.

## (૯)

નીચેની રકમો પરથી સપ્ટેંબર માસનો મેળ લખો.

(૧) સિલક માસ ગુદસ્તની રૂ. ૧૦)

(૨) ઓગસ્ટ માસના પગારના રૂ. ૫૦) આવ્યા. તા. ૨

(૩) શા. પાનાચંદ ખુશાલને ત્યાંથી ઘર સારૂ નીચે પ્રમાણે કાપડ આણ્યું. અને તે પેટે રૂ. ૧૦ રોકડા આપ્યા. તા. ૩

સાડી નંગ ૩, દર રૂ. ૨॥~

કબજા માટે વોઇલ વાર ૫, દર રૂ. ૦॥।~

(૪) ઘઉં મણ ૨, દર રૂ. ૪। લેખે અને ચોખા મણ ૧॥, દર રૂ. ૪॥ લેખે રોકડેથી આણ્યા. તા. ૧૦

(૫) રૂ. ૧૦ નો મ. ઓ. અનાથાશ્રમમાં મોકલ્યો. તા. ૨૫ *

(૬) રૂ. ૧૫, ઘરમાં શાક, દૂધ, વગેરેમાં વપરાયા. તા. ૩૦

---

* મ. ઓ. ખર્ચના બે આના મળીને રૂ. ૧૦)~ ધર્માદાખાતે નોંધાય.

(૧૦)

અ. નીચેની રકમો પરથી જાન્યુઆરી માસનો મેળ લખો.

(૧) સિલક રૂ. ૪૫ાા≈

(૨) ઘી શેર ૫, દર રૂપીઆ એકનું સવાશેર લેખે ઘાંચી હરિભાઈ ઘેલાભાઇને ત્યાંથી ઉધાર આણ્યું. તા. ૫

(૩) ધોબીને કપડાં ધોવડામણના રૂ. ૦–૮–૦ આપ્યા. તા. ૭

(૪) સોપારી શેર ૨, દર રૂ. ૦–૮–૦ની શેર લેખે રોકડે લીધી. તા. ૧૨

(૫) બેન ચંદનને માટે ત્રીજી ચોપડી રૂ. ૦–૬–૦ ની, કોપિ રૂ. ૦–૨–૦ ની અને દેશી હિસાબ રૂ ૦–૧–૬નો લીધો. તા. ૧૫

(૬) ઘરમાં ચોખા મણ ૨ વધારે હતા તે દર રૂ. ૫ાા ને ભાવે રોકડા પૈસા લઇને આપી દીધા. તા. ૨૦

(૭) ડીસેમ્બર માસનો પગાર રૂ. ૮૦) આવ્યો. તેમાંથી રૂ. ૫૦) વાપરવા રાખી બાકીના રૂ. ૩૦નું સોનું તોલો દોઢ વીંટી કરાવવા લીધું.

બ. ઉપરની રકમોની ખાતાવહી તૈયાર કરો.

(૧૧)

નીચેની રકમોનો મેળ દોરી ખાતાવહી તૈયાર કરો.

(૧) સિલક રૂ. ૬૫ાા≈

(૨) મગ મણ ૨ાા, દર રૂ. ૩ લેખે પટેલ કલાભાઈ નાથાભાઇને ત્યાંથી ઉધાર આણ્યા. તા. ૨

(૩) ઘરમાં એક સાડી રૂ. ૧૫) ની આણેલ પડી હતી તે પસંદ નહિ પડવાથી ગુલાબચંદને રૂ. ૧૫) લઇને આપી દીધી. તા. ૯

(૪) બેન મણી માટે પોલકાનું કાપડ વાર ૧ાા, દર રૂ. ૩ાા લેખે લીધું અને દરજીને સીવડામણ તથા બીજા સામાનના રૂ. ૧ાાા આપી તૈયાર કરાવ્યું. તા. ૧૩

(૫) ઘરની ભેંસનું ઘી શેર ૫, દર રૂ. ૧)≈ નું શેર લેખે શેઠ કસ્તુરચંદ હરખચંદને ઉધાર આપ્યું. તા. ૧૭ *

(૬) જીરૂં શેર એક, રૂ. ૦–૮–૦ નું લીધું તથા લીંબુ શેર ૧૦, દર દોઢ આને શેર લેખે અથાણું કરવા લીધાં. તા. ૨૪

---

* જુઓ નિયમ ૪૨ મો.

## ૧૨

નીચેના ખાતાનું વ્યાજ કાઢી તારીજ બનાવો. હિસાબ કર્યો આસો વદ ૧૩, વ્યાજ રામ ૯ લેખે, અર્ધો દિવસ કાપવો.

**પટેલ જેઠા કાળાનું ખાતું, સંવત ૧૯૮૧**

| જ | ઉ |
|---|---|
| ૧૮૦) ફાગણ વદ ૫ | ૨૭૫) કારતક સુદ ૧૦ |
| ૨૦૦) વૈશાખ સુદ ૧૩ | ૧૨૦) અષાડ વદ ૦)) |
| | ૪૫) ભાદરવા સુદ ૨ |

## (૧૩)

નીચેના ખાતાનું વ્યાજ કાઢી તારીજ બનાવો. હિસાબ કર્યો આસો વદ ૦)), વ્યાજ રામ ૧૦ લેખે, અર્ધો દિવસ કાપવો.

**શા. મગનલાલ પુરુષોત્તમદાસનું ખાતું, સંવત ૧૯૮૨**

| જ | ઉ |
|---|---|
| ૧૨૫) મહા વદ ૨ | ૨૦૦) કારતક સુદ ૫ |
| ૧૬૫) પ્રથમ ચૈત્ર સુદ ૧૫ | ૬૦) વૈશાખ વદ ૧૦ |
| | ૮૦) શ્રાવણ સુદ ૬ |

## (૧૪)

નીચેની રકમોનું વ્યાજ સંવત ૧૯૮૩ ના આસો વદ ૦)) સુધીનું, આઠ આનાની તેરીખે અર્ધો દિવસ કાપીને કાઢો અને તેની તારીજ બનાવો.

**ઠક્કર નથુ ગીગાનું ખાતું, સંવત ૧૯૮૩**

| જ | ઉ |
|---|---|
| ૧૭૪) માગશર સુદ ૮ | ૯૦) ફાગણ વદ ૧૨ |
| ૫૦) શ્રાવણ વદ ૦)) | ૨૨૪) જેઠ સુદ ૧૫ |
| ૬૪) ભાદરવા સુદ ૨ | |

# શિક્ષકોને

બાળકોને આ વિષય ચલાવતાં પ્રથમ એક પગથીઉં લેવું. તેની રકમો કા. પા. પર લખવી પછી તેનું નામું પ્રશ્નો પૂછતાં જઈ પોતે માંડી બતાવવું. સાધારણ રીતે નીચેના પ્રશ્નો પૂછવા. કેટલા રૂપીઆનો હિસાબ માંડવાનો છે? જમા થશે કે ઉધાર થશે? શા માટે? કોના જમા કે ઉધાર થશે? શા માટે? પેટામાં વિગત શી લખાશે?

કા. પા. પર નમૂનો આપતાં જરૂરની બાબતો પર ધ્યાન ખેંચતાં જવું. જેમકે લીટીઓ સીધી દોરવી, રકમો એક હારમાં લખવી, લખાણ સીધું કરવું, અક્ષર મરોડદાર કરવા, ડાઘા પડવા દેવા નહિ, ક્યાં બેવડી ને ક્યાં એકવડી લીટી દોરવી, વગેરે. જ્યાં બેવડી લીટી દોરવી જોઇએ ત્યાં આ ચોપડીમાં અક્ષરો કાળા કરેલા છે.

કા. પા. પર નમુનો તૈયાર થઈ જાય એટલે તેનું અવલોકન કરાવીને નિયમો તારવી કઢાવવા. કેવા નિયમો શોધાવવા જોઇએ તે દરેક પગથીઆમાં બતાવ્યું છે. આટલું થયા પછી તે પગથીઆને છેડે આપેલા મનોયત્નનું નામું પોતાની મેળે માંડી લાવવા છોકરાંને કહેવું. દરેક મનોયત્નમાં પગથીઆને લગતાં અને તે ઉપરાંત પાછલી રીતોના પુનરાવર્તનનાં ઉદાહરણો આપેલાં છે.

કેટલાક શિક્ષકો આરંભે માત્ર રોજમેળ શીખવે છે ને વરસને અંતે ખાતાવહી ચલાવે છે. એ રીત ખોટી છે. માટે પ્રથમથી જ ખાતાવહી કરતાં શિખવવું. એક મનોયત્ન ઉપરથી રોજમેળ લખે કે તરત જ તે પરથી ખાતાવહી પણ બનાવે. અને તેટલા માટે જ આ ચોપડીમાં પહેલેથી જ ખાતાવહીની સમજની બાબત લીધી છે.

નામાનો ખરો ને સચોટ ખ્યાલ આપવા માટે દરેક છોકરા પાસે બે જુદી ચોપડી બંધાવી તેમાં તેના પોતાના ઘરનો રોજમેળ અને ખાતાવહી લખવાની ફરજ પાડવી. અને એ ચોપડીઓ નામાના વિષયને વખતે શિક્ષકે તપાસવી ને યોગ્ય સૂચના કરવી. એ બહુ જરૂરની વાત છે. અમારી કોલેજની દરેક છોકરીને પોતાનો હિસાબ રાખવાની અને નામાના વિષય વખતે તે બતાવવાની પ્રથા દાખલ કર્યા પછી રોજમેળ અને ખાતાવહીના સારા ખ્યાલ સાથે તેની વ્યાવહારિક ઉપયોગીતા સમજાઈ છે.

## લેખકનાં બીજાં પુસ્તકો

## તૈયાર છે.

*મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ ને ×પશ્ચિમહિંદ એજન્સીએ ટેક્સ્ટબૂક તરીકે ચલાવવા મંજુર કરેલાં

* ૧. સરલ બાળપોથી (નવમી આવૃત્તિ)× ... ... રૂ. ૦—૧—૦
* ૨. કુમાર-ગણિત ભાગ પહેલો (ત્રીજી આવૃત્તિ)×... રૂ. ૦—૬—૦
* ૩. કુમાર-ગણિત ભાગ બીજો (ત્રીજી આવૃત્તિ)×... રૂ. ૦—૮—૦
* ૪. કન્યા-ગણિત ભાગ પહેલો (ત્રીજી આવૃત્તિ) ... રૂ. ૦—૮—૦
* ૫. કન્યા-ગણિત ભાગ બીજો (ત્રીજી આવૃત્તિ) ... રૂ. ૦—૧૦—૦
* ૬. કન્યા-ગણિત ભાગ બીજાનો વધારો ... રૂ. ૦—૫—૦

૧૯૨૮ ના નવા અભ્યાસક્રમ પ્રમાણે

૭. કુમાર-ગણિત ભાગ પહેલો અ (ત્રીજા ધોરણ સુધી) રૂ. ૦—૬—૦
૮. કુમાર-ગણિત ભાગ પહેલો બ (ચોથા ધોરણ માટે) રૂ. ૦—૩—૬
૯. ક્રમિક-ભૂમિતિ ભાગ પહેલો (ત્રીજા ધોરણ સુધી) રૂ. ૦—૨—૦
૧૦. ક્રમિક-ભૂમિતિ ભાગ બીજો (ચોથા ધોરણ માટે) રૂ. ૦—૩—૦
૧૧. કુમાર-ભૂમિતિ (પશ્ચિમહિંદ એજન્સીની શાળાઓ માટે) રૂ. ૦—૨—

ટીપ—દરેક જાણીતા બુકસેલરને ત્યાંથી મળશે.

---

મળવાનું સ્થળ
રતનશી પુરુષોત્તમ અનડા
બોરસદ



મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક